( વડોદરા રાજ્ય માટે કેળવણીખાતાએ મંજૂર કરેલું )

# ત્રિવેદિવાચનમાળા—

## પુસ્તક બીજું

---


લેખકો

રાવ બહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,
બી એ,

વાનપ્રસ્થ પ્રિન્સિપલ, પ્રે રા ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ

અને

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી,
એમ. એ, એલ એલ. બી,

નૈતિક ને માનસિક તત્ત્વજ્ઞાનના અને ગુજરાતીના પ્રોફેસર,
વડોદરા કૉલેજ- વડોદરા


---


પ્રકાશક

એમ. સી. કોઠારી,

કાપડી પોળ, રાવપુરા—વડોદરા

---

૧૯૨૫





મૂલ્ય ૦-૨-૯

# પ્રસ્તાવના

બીજું, ત્રીજું, ને ચોથું, એ ત્રણ પુસ્તકો, 'પ્રવેશિકા'ની પ્રસ્તાવનામાં જાહેર કરેલા તત્ત્વો લક્ષમાં રાખી અમે તૈયાર કર્યાં છે

આ ત્રણ પુસ્તકોમા અમે નીચેના વિષયોને લગતા પાઠો તૈયાર કર્યા છે —

| | | |
|---|---|---|
| ૧ પ્રાણિવર્ગ | ૬. તહેવાર | ૧૦ સમાજ |
| ૨ વનસ્પતિવર્ગ | ૭. નીતિ–ધર્મ | ૧૧. મુસલમાન-તેમના તહેવાર, |
| ૩ પૌરાણિક આખ્યાનો | (વાર્તાદ્વારા) | વીર પુરુષો, વગેરે |
| ૪ ઐતિહાસિક વીર પુરુષો | ૮ સામાન્ય જ્ઞાન | ૧૨. પારસી–તેમના તહેવાર, |
| ૫ બ્રિટિશ રાજ્ય | ૯. પદાર્થવિજ્ઞાન | રિવાજો, વગેરે |
| | ૧૩. ખેતી અને ગ્રામ્ય જીવન | |

પુસ્તકોમા ભાષા ક્રમિક ચઢતી રાખી છે. 'પુસ્તક ત્રીજું' એમાં કહેવતો દાખલ કરી છે ને 'પુસ્તક ચોથું' એમાં સાધારણ અલકારને કવચિત્ સ્થાન આપ્યુ છે.

નીતિના પાઠો બહુધા વાર્તાદ્વારાજ આપ્યા છે. પદાર્થવિજ્ઞાનના પાઠોમાં 'હવા,' 'પાણી,' 'વનસ્પતિ ને તેના ભાગ,' 'ખોરાક,' 'શરીર', વગેરે વિષયો પર જરૂરજોગુજ જ્ઞાન જેમ બને તેમ સવાદના રૂપમા ને સરળ રીતેજ આપવાનો પ્રયત્ન કર્યો છે.

આપણા તહેવાર, પૌરાણિક મહાપુરુષો, ને આપણા પારસીભાઈઓ ને મુસલમાનભાઈઓના તહેવારો ને રિવાજો વિષે વિદ્યાર્થીઓમા ઘણું અજ્ઞાન હોય છે, તે દૂર કરવા તેમને લગતા પાઠો અમારી વાચનમાળામા અમે દાખલ કર્યા છે.

આ ત્રણે પુસ્તકોમા કવિતાઓ અમે જૂના કવિઓનીજ દાખલ કરી છે. વિષયમાં વિવિધતા આવે ને બાળકોને પ્રિય થાય એવી કવિતા જૂના કાવ્યોમાંથી શોધવી બહુ સહેલી નથી. જેઓ એ દિશામા કાં

કરવા બેસશે તેમને તે તરત સમજાશે. આજ કારણથી ' પ્રવેશિકા ' ને 'પુસ્તક પહેલું' એને માટે અમારે કેટલાક ખાસ કાવ્યો રચવા પડ્યા છે

દરેક પુસ્તકને અન્તે સમજુતી આપી છે.

ત્રણે પુસ્તકોમા કેટલાક સવાદરૂપે આપેલા પાઠો શિક્ષણશૈલીના માર્ગદર્શક થાય એવા માલમ પડશે.

કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,
અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

---

## ચોથી આવૃત્તિની પ્રસ્તાવના

આ આવૃત્તિમા મહેરબાન વડોદરા રાજ્યના વિદ્યાધિકારી સાહેબ રા રા. નદનાથ કેદારનાથ દીક્ષિતે દર્શાવેલી નીચેની બે સૂચનાઓને અનુસરીને ફેરફાર કરવામા આવ્યા છે —

૧ 'પ્રવેશિકા' અને ૧થી ૪ પુસ્તકો સહેલા કરવામાં આવ્યા છે.

૨ હાલના કવિઓની કવિતામાથી પસદ કરેલા કાવ્યો દાખલ કરવામા આવ્યા છે.

દરેક પુસ્તકને છેડે એક કાવ્ય કન્યાશાળાને ખાસ અનુકૂળ મુકવામા આવ્યું છે.

સુરત<br>ડીસેંબર, ૧૯૨૩

કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,
અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

---

# અનુક્રમણિકા

# પાઠ ૧લો

## મહારાજા સયાજીરાવ ગાયકવાડ

સામી છબી શ્રીમંત સરકાર ત્રીજા સયાજીરાવ ગાયકવાડની છે. તેઓ બાર વરસની ઉમરે વડોદરા રાજ્યની ગાદીએ બેઠા.

તેમણે ઇલિયટ નામના એક હોશિયાર શિક્ષકની પાસેથી કેળવણી લીધી હતી. તેમણે આપણા દેશમાં તેમજ બીજા દેશોમાં ઘણી મુસાફરી કરી છે. જુદા જુદા લોકો કેવી રીતે આગળ વધ્યા છે તે તેઓ સારી રીતે જાણે છે. તેમણે પોતાની રૈયતના સુખને માટે ઘણા સુધારા કર્યા છે.

તેમણે રાજ્યમાં ઠેકાણે ઠેકાણે નિશાળો કઢાવી છે. શરૂઆતની કેળવણી તેમણે મફત અને ફરજિયાત કરી છે. હુંનરો શિખવવા માટે તેમણે વડોદરામાં એક નિશાળ કઢાવી છે, તેનું નામ કલાભવન છે. ઊંચી કેળવણી માટે તેમણે એક ઊંચી નિશાળ કાઢી છે, તેનું નામ વડોદરા કૉલેજ છે. છોકરીઓની કેળવણી માટે પણ તેમણે રાજ્યમાં ઘણી નિશાળો ખોલાવી છે.

લોકોના ભલા માટે શ્રીમંતે ઠામ ઠામ દવાખાનાં પાછળ ખૂબ ખર્ચ કર્યો છે. તેમણે ખેતીને કામનાં તળાવો, કુવા, અને રસ્તા બંધાવ્યાં છે.

સરકારી મકાનો ને પહોળી સડકોથી વડોદરા શહેરની શોભા ઘણી વધી છે. મહારાજના લક્ષ્મીવિલાસ નામના મહેલની કારીગરી ઘણી જોવા લાયક છે.

શ્રીમંતને રાજ્ય કરતાં ૨૫ વરસ થયાં, ત્યારે તેની ખુશાલીમાં તેમની વફાદાર રૈયતે મોટો ઉત્સવ ઉજવ્યો હતો. તે વખતે વડોદરા શહેરના મોટા બાગ આગળ શ્રીમંતનું કાંસાનું સુંદર બાવલું મૂકવામાં આવ્યું છે.

શ્રીમંતે વડોદરા રાજ્યને નમુનાદાર રાજ્ય બનાવ્યું છે. તેમની બાહોશીથી આખી દુનિયામાં તેમની વાહવાહ થઈ છે. તેઓ પોતાની રૈયતને ઘણી ચાહે છે. રૈયત તેમને માટે મગરૂર છે ને તેમના તરફ વફાદાર છે.

ઘણું જીવો શ્રીમંત સરકાર મહારાજા ગાયકવાડ!

---

## પાઠ ૨જો

### પોપટ

સામા પાના પરનું ચિત્ર પોપટનું છે. તમારાંમાંનાં ઘણાં બાળકોએ પોપટ જોયો હશે.

રંગે પોપટ લીલો હોય છે. કેટલાક પોપટનાં પીંછાંમાં બેત્રણ રંગની છાંટ હોય છે. દેખાવમાં પોપટ ઘણું સુંદર પંખી છે.

પોપટને ટૂંકી, મજબૂત ચાંચ હોય છે. તે અંદર પડતી વળેલી હોય છે.



વનમાં રહેતા પોપટ ફળ, બી, ને છોડના બીજા ભાગો પર જીવે છે. બોર ને મરચાં, પોપટને ઘણાં ભાવે છે. ખાવાની વસ્તુ પંજામાં ઝાલી તે ચાંચ વડે ફોલી ખાય છે.

પાળેલો પોપટ રાંધેલું અનાજ પણ ખાય છે; પણ આપણે એને બોર, મરચાં, કે ફળ આપીએ તો એને તે વધારે ભાવે છે.

કેટલાંક પ્રાણી નકલ કરવામાં હોશિયાર હોય છે. વાંદરૂં કેવું નકલબાજ છે તે તમે પહેલા પુસ્તકમાં

શીખી ગયાં છે. પોપટને નકલ કરતાં આવડે છે. તેને જે બોલાવીએ તે તે બોલે છે.

શિખવ્યું હોય તો પોપટ કુતરાની માફક ભસશે, બિલાડીની માફક 'મિઆઉં મિઆઉં' કરશે, ને બકરીની માફક 'બેં બેં' કરશે. પોપટ જેમ છૂટક શબ્દો બોલી શકે છે તેમ વાકયો પણ બોલી શકે છે. આપણા લોકો પોપટને 'બોલો, પોપટજી, અચરે અચરે રામ' શિખવે છે. કેટલાક પોપટ ગાયન પણ ગાઈ શકે છે.

એક પોપટને એના પાળનારે 'હાસ્તો' એટલું બોલતાં શિખવ્યું હતું. એ પોપટ વેચવાનું એને મન થયું. એને એ બજારમાં લઈ ગયો. ઘણા લોકોને એ પોપટ ખરીદવાની મરજી થઈ પણ એના પાળનારને એની કિંમત રૂપીઆ ૫૦) લેવી હતી. તેથી લોકો નાઉમેદ થઈ ચાલ્યા જતા હતા. એટલામાં એક શેઠને એ પોપટ ઘણો ગમી ગયો. પણ તે કિંમતથી ચોંકયો.

પોપટના માલિકે કહ્યું કે ૫૦) રૂપીઆ એ કિંમત વાજબી છે. તમે મારા પોપટનેજ પૂછો.

શેઠે પોપટને પૂછયું, તારી ૫૦) રૂપીઆ કિંમત બરાબર છે ?

પોપટે કહ્યું, હાસ્તો.

શેઠ ખુશ થયા ને પોપટને ખરીદી ઘેર ગયા.

પોપટ બોલેલું બોલે છે. પણ એ બોલેલું સમજતો નથી. જે સમજ્યા વિના ભણે તેનું ભણતર 'પોપટીઆ' કહેવાય છે.

---

## પાઠ ૩ જો

### દાખલો લેતાં વિચારજો.

એક કુંભાર ગધેડાં પર મીઠાની ગુણો લઈ જતો હતો. ઉનાળાનો દહાડો હતો. તાપ સખ્ત હતો. તેથી ભાર ઉપાડવો ગધેડાંને બહુ અઘરો પડતો હતો. જે ગધેડાં જરા થોભતાં હતાં તેને કુંભાર ડંડુકા લગાવતો હતો. બિચારાં ગધેડાં ચાલતાં ચાલતાં હાંફી ગયાં હતાં.

રસ્તામાં એક નાની નદી આવી. તે નદીની પાર એક વેપારીને ત્યાં મીઠું આપવાનું હતું. ગધેડાં નદીમાં ઉતર્યાં. એક ગધેડું ઘણુંજ થાકી ગયું હતું. ચાલતાં ચાલતાં તે બિચારૂં હાંફતું હતું. નદીમાં એક પથરા સાથે તેનો પગ અથડાયો, તેથી તે નદીના પાણીમાં ગબડી પડયું. પાણી ખળખળ વહ્યું જતું હતું. તે ગધેડા પરનું મીઠું પાણીથી ધોવાઈ ગયું. તે પાણીમાંથી ઊઠયું ત્યારે તેની પીઠ પરનો બધો ભાર જતો રહ્યો. તે બોલ્યું, હાસ! હવે કેવું સુખ લાગે છે! તે રાજી થઈને ચાલવા માંડયું.



સામેથી બીજાં ગધેડાં આવતાં હતાં, તેમાંના એકને તેના જેવો આનંદ મેળવવાનું મન થયું. તેણે જોયું કે પાણીમાં પડી ગયાથી આ ગધેડાનો ભાર ઓછો થયો છે. એથી એને મઝા પડે છે. મારાથી ભાર વેઠાતો નથી, માટે હું પણ પાણીમાં બેસી જાઉં. એમ ધારી તે ગધેડું પાણીમાં બેસી ગયું.

પણ તેનો ભાર તો ઉલટો ઘણોજ વધી ગયો. તેની પીઠ પર મીઠું નહોતું, પણ રેતી હતી. રેતીમાં પાણી ભરાયાથી બોજો વધ્યો. 'અરર!' 'ઓરે!' એમ કરતું અકળાતું અકળાતું તે ઊઠતું હતું. એટલામાં તેના શેઠે તેને પાંચસાત ડંડુકા લગાવી દીધા.

આમ આ બીજા ગધેડાને સુખ ન થતાં દુઃખ થયું. ખરેખર, વિચાર કર્યા વગર દાખલો લેવાથી કેટલીક વાર પસ્તાવાનું થાય છે.

---

## પાઠ ૪થો

### ઘોડો

ઘોડો ઘણું દેખાવડું પ્રાણી છે. એને કેળવવાથી એ આપણું ઘણું કામ કરે છે. એની પીઠ પર જીન નાંખી આપણે સવાર થઈએ છીએ. એને પલોટી આપણે ગાડીમાં જોડીએ છીએ અને લગામથી આપણે કબજામાં રાખીએ છીએ.

ગાયના કરતાં ઘોડો ઊંચો હોય છે. એનું શરીર લાંબું હોય છે. એની પીઠ પહોળી ને મજબૂત હોય છે. એના પગ પાતળા, પણ લાંબા ને જબરા હોય છે.

ઘોડાની ગરદન પર લાંબા વાળ હોય છે, તેને યાળ કહે છે.

ઘોડાની આંખ તેના લાંબા માથાને છેડે હોય છે, તેથી તે સામે તેમજ બાજુએ જોઈ શકે છે. આથી તેને ગાડીમાં જોડે છે ત્યારે તેની આંખે અંધારી નાંખે છે, એટલે તેની નજર સામીજ જાય છે.

ગાયને પગે બે આંગળાં હોય છે; પણ ઘોડાને પગે એકજ આંગળી હોય છે અને તેની આસપાસ નક્કર ખરી



હોય છે. એ ખરી ઘસાય નહિ માટે એને નાળ જડાવવામાં આવે છે. ખરી આપણા નખ જેવી હોય છે, તેથી એને નાળ જડાય છે ત્યારે ઘોડાને દુઃખ થતું નથી.

ઘોડા તેજી છતાં નરમ ને તાબેદાર હોય છે.

એક બાદશાહે એક ઘણો કીમતી ને પાણીદાર ઘોડો ખરીદ્યો. તેણે પોતાના અમલદારને કહ્યું, જોઉં, આ ઘોડા પર પહેલો કોણ સવાર થાય છે? એક પછી એક બધા તૈયાર થયા, પણ બધાને તે ઘોડાએ ફેંકી દીધા. હવે કોઈની હિંમત ચાલી નહિ. છેવટે, રાજકુંવર તેના પર સવાર થવા તૈયાર થયો. તડકામાં પોતાનો ઓળો જોઈ ઘોડો ચમકતો હતો. કુંવર તે સમજ્યો.

ઘોડો પોતાનો ઓળો જોઈ શકે નહિ એવી રીતે તેણે તેને ફેરવી નાંખ્યો. આથી ઘોડો ગભરાતો બંધ થયો. પછી કુંવર તેને પંપાળી તથા થાબડી તેના પર સવાર થયો એટલે ઘોડો ખૂબ દોડયો.

આ રીતે જાનવરને સમજીને કેળવવાથી તે જલદી તાબે થાય છે.

ઘોડા પર હેત રાખવાથી તે હળી જાય છે. એક જોદ્ધાની સાથે તેનો ઘોડો હળી ગયો હતો. લડાઈમાં તે જોદ્ધો ઘોડા પરથી પડી જઈ મરણ પામ્યો ત્યારે તે ઘોડો પોતાના શેઠના મુડદાની પાસેજ ઊભો રહ્યો. તેણે ખાવાપીવાની દરકારજ કરી નહિ. કેવું વફાદાર પ્રાણી !

---

## પાઠ ૫ મો

### પાણીનાં ટીપાંની મુસાફરી

પાણીનાં ટીપાં કંઈ નાનાં, રૂહેતાં સાગર ઘેર,
એક વખત ફરવા હરવાને, ધાર્યું મન શુભ પેર. ૧
વાદળની ગાડી ત્યાં કીધી, પવને હાંકી પૂર,
જંગલ ગામ ઉપર થઈ ચાલ્યાં, ફરતાં હરતાં દૂર. ૨
પણ તેઓ તો હતાં ઘણાં, ઓ ! ગાડી ભાંગી એમ;
ને ગભરાઈ બિચારાં નીચે, તુટી પડયાં ત્યાં તેમ. ૩
પછી લીલ ને ઘાસ વિષે તો, ભટકયાં તે બહુ પેર,
ને છેવટ નદિ એક લઈ ગઈ, તે સહુને ફરિ ઘેર. ૪

ખબરદાર

# પાઠ ૬ટ્ઠો

## ટેવ

મહેતાજી—ભાઈઓ, જુઓ, હું તમને તમારા ભલાની વાત કહું છું. તમે તે સાંભળશો ?

છોકરાઓ—હા, જી.

મહેતાજી—જુઓ. તમને બરાબર બેસતાં પણ આવડતું નથી. કેટલાક પાટલી પર અર્ધા સુઈ ગયા છો. બધા ટટાર બેસો. નહિ બેસો તો આગળ જતાં વાંકા વળી જશો. બેત્રણ દહાડા ટટાર બેસશો તો તેમ કરવાની તમને ટેવ પડશે. પછી તમને ટટાર બેઠા વિના ચહેનજ નહિ પડે.

છગન, તું ક્યાં જુએ છે ? તમારે બધાએ મારી તરફજ જોવું. વાંચતી વખતે ચોપડીમાં જોવું. બીજી બધી વખત મારી સામાજ જોવુ. આમ બેત્રણ દહાડા કરશો એટલે પછી તમારે તેમ કરવાની મહેનત કરવી નહિ પડે. તમારાથી એની મેળેજ તેમ થશે.

મગન, તું દરરોજ ક્યારે સુએ છે ને ક્યારે ઊઠે છે ?

મગન—સાહેબ, હું નવ વાગે સુઈ જાઉં છું ને સાત વાગે ઊઠું છું.

મહેતાજી—જુઓ. ઊંઘથી આરામ મળે છે. પણ આઠ કલાકથી વધારે ઊંઘીએ તો એદી ગણાઈએ. તમારા

જેવાને આઠ કલાકની ઊંઘ બસ છે. દસ વાગે સુવું ને છ વાગે ઊઠવું. છ વાગતાથી મોડું ઊઠવું નહિ.

વહાણાનો વખત તાજી હવાનો છે. આરામ લીધા પછી તરત આપણા શરીરમાં ચાલાકી આવે છે, માટે દરરોજ વહેલા ઊઠવાની ટેવ પાડજો. એકબે દિવસ તમને સહેજ અઘરૂં લાગશે. પણ પછી કોઈના ઉઠાડ્યા વગર તમારી આંખ તેજ વખત ઉઘડી જશે. વહેલા ઊઠવાથી તમે તમારૂં કામ જલદી પૂરૂં કરી શકશો.

હિમત, મેં તને કાલે ટોક્યો નહોતો? તું આંગળી કાનમાં કેમ ઘાલ્યા કરે છે?

બાળકો, નાકકાનમાં આંગળી ઘાલવી નહિ. કાનમાં પેન્સિલ ઘાલી કાન ખોતરવો નહિ. લખતી વખતે પેન્સિલ મોંમાં ઘાલવી નહિ. આ બધી ખરાબ ટેવ છે. એકબે દહાડા એમ કરશો તો હમેશ એમ થઈ જશે. નઠારી ટેવ છોડવી અઘરી પડે છે; માટે નઠારી ટેવ પડવાજ ન દેવી.

---

## પાઠ ૭મો

### વડોદરા પ્રાંત, ભાગ ૧લો

વડોદરા પ્રાંત એ વડોદરા રાજ્યનો મોટો પ્રાંત છે. એના બે વિભાગ છે. પૂર્વ તરફનો વિભાગ મોટો

છે. તેમાં ડભોઈ, શિનોર, સંખેડા, વગેરે મહાલો આવેલા છે. પશ્ચિમ તરફનો વિભાગ નાનો છે. તેમાં પેટલાદ ને ભાદરણ મહાલો છે.

વડોદરા પ્રાંતનું મુખ્ય શહેર વડોદરા છે. એનું મૂળ નામ વટપદ્ર હતું. એને વિષે વિશ્વામિત્રી નદીના પુરાણમાં આ વાત છે. વિશ્વામિત્ર ઋષિ એક દહાડો નદીને કિનારે મહાદેવના દહેરાની પાસે આવેલા વડના ઝાડ નીચે સૂતા હતા. ત્યાં તેમને ઘણો આરામ મળ્યો, તેથી રાજી થઈ તેમણે તે વડને સોનાનો બનાવ્યો. વડે ઋષિને વિનવ્યા કે મહારાજ, આથી તો લોકો મારી ડાળી લોભથી કાપી નાંખશે. ઋષિએ કહ્યું, લોકો જોઈ શકશે નહિ કે તું સોનાનો છે. વળી આ ઠેકાણે મોટું શહેર વસશે તે તારા નામથી ઓળખાશે.

ચાળીસપચાસ વરસ ઉપર વડોદરા કેવું હતું! તેના રસ્તા સાંકડા હતા ને તેમાં ભુંડોની વસ્તી હતી. ગટરો ગંધાતી હતી અને મચ્છર કાયર કાયર કરતા હતા. હાલ મહારાજા સયાજીરાવ ગાયકવાડે શહેરને સુંદર ને સુખાકારી બનાવ્યું છે. તેમાં મોટી, પહોળી, ને ચોક્ખી સડકો થઈ છે. ઠેકાણે ઠેકાણે બાગબગીચા થયા છે ને સડક પર સુંદર મકાનો બંધાયાં છે. શહેરનો દેખાવ તદ્દન બદલાઈ ગયો છે. શહેરથી દૂર સયાજી સરોવર નામનું મોટું તળાવ શ્રીમંત સયાજીરાવ

ગાયકવાડ સરકારે બંધાવ્યું છે ને તેમાં સૂર્યા નદીનું પાણી વાળ્યું છે. એ તળાવમાંથી નળ મૂકી શહેરને ચોક્ખું પાણી પૂરૂં પાડવામાં આવ્યું છે.

પેટલાદ એ પેટલાદ મહાલનું મુખ્ય ગામ છે. એ કેળવણીમાં આગળ પડતું છે. એમાં રહેતા વણકરો હોશિયાર છે. એમાં બે રંગશાળા છે.

---

## પાઠ ૮મો

### વડોદરા પ્રાંત, ભાગ ૨જો

ડભોઈ એ ડભોઈ મહાલનું મુખ્ય ને જૂનું નગર છે. એના ઉત્તર દરવાજા ને કોટકિલ્લા સિદ્ધરાજ જયસિંહે બંધાવ્યા છે.

વીસલદેવ નામના વાઘેલ વંશના રાજાએ ડભોઈનો કિલ્લો મજબૂત કરાવ્યો. કહે છે કે રાજાએ એ બાંધવાને ઘણા હોશિયાર કારીગરો એકઠા કર્યા અને એ કામ ૩૨ વર્ષ ચાલ્યું. ત્યાંના જેવું સુંદર દહેરૂં ને દરવાજો બાંધનાર મુખ્ય કડીઓ બીજે ઠેકાણે તે બાંધે નહિ માટે કાલિકા માતાના દહેરાની નીચે રાજાએ તેને પુરાવ્યો. તેની સ્ત્રીએ છ વર્ષ તેને છૂપી રીતે જીવતો રાખ્યો. એક વખત રાજાને એ કડીઆનું કામ પડયું. તેને દટાવી દીધો તેને માટે તે પસ્તાવો કરતો હતો, એટલામાં તે જીવતો છે એવી એને ખબર પડવાથી તેને બહાર કાઢવાનો

એણે હુકમ કર્યો. જૂના વખતમાં ડભોઈ કેવું સુંદર નગર હશે તે તેના ખંડેર પરથી સહજ સમજાય છે.



શિનોર મહાલમાં શિનોર, કરનાળી, અને ચાંડોદ, એ મુખ્ય ગામો છે. શિનોર નર્મદા નદીને કિનારે આવેલું છે. એ ઊંચા ટેકરા પર છે, તેથી નદીમાં જવાને સોએક પગથીઆંનો ઓવારો બાંધેલો છે. તેનો દેખાવ ઘણો રમણીય છે. તે જૂનું ગામ છે.

ચાંડોદ અને કરનાળી, બંને જાત્રાનાં ઠેકાણાં છે. બેની વચ્ચે ઓર નામની નદી આવી છે. એ જ્યાં નર્મદા નદીને મળે છે ત્યાં સરસ્વતી નદી છૂપી વહે છે એમ મનાય છે. તેથી આ ઠેકાણાને હિંદુ લોકો પવિત્ર માને છે. કરનાળી ચાંડોદ કરતાં વધારે પવિત્ર મનાય છે. ત્યાંના ઘાટ ઘણા સુંદર છે ને ત્યાં

નહાવાનું ઘણું સુખ છે. કિનારો ઘણો દેખાવડો છે. કાર્તક સુદ પુનેમે ત્યાં મોટી જાત્રા ભરાય છે. ત્યાં થઈને નર્મદાને કિનારે આવેલાં શુકદેવ, વ્યાસ, અને અનસૂયાનાં પવિત્ર સ્થાને હોડીમાં જવાય છે.

ચાંડોદને માટે એવી કથા છે કે ત્યાં ચંડ અને મુંડ નામે રાક્ષસો રહેતા હતા. તે બધાંને બહુ ત્રાસ આપતા. ચંડિકા માતાએ તેમને મારી નાંખ્યા. માતાના નામ પરથી ગામનું નામ ચંડીપુર પડયું. ત્યાં ચંડીકા માતાનું દહેરૂં છે.

---

## પાઠ ૯મો

### ભોથડ ખીમો ને મશ્કરો વીસીવાળો

બારેજડી ગામમાં જગાભાઈ કરીને એક વાણીઓ હતો. તેને મગનભાઈ નામનો પાલેજ ગામમાં એક દોસ્ત હતો. મગનભાઈએ જગાભાઈ પાસે પોતાને સારૂ એક સસલું મંગાવ્યું હતું. જગાભાઈએ ધાર્યું કે છૂટું સસલું આગગાડીમાં મોકલવાથી તેનું ભાડું આપવું પડશે. આથી તેણે તેને પેટીમાં ઘાલ્યું. પેટીને તાળું મારી પોતાના નોકર ખીમા સાથે તેણે મગનભાઈને તે મોકલી.

એ બાજુ તરફ ખીમો પહેલોજ જતો હતો. રસ્તામાં વડોદરા આવે છે તે જોતો જાઉં, એવી તેની મરજી થઈ. તેથી તે વડોદરામાં એક વીસીમાં ઉતર્યો.

વીસીવાળાને પેટી સોંપી તે વડોદરા જોવા નીકળ્યો. વીસીવાળાએ ધાર્યું કે પેટીમાં પૈસા હોવા જોઈએ. તેણે જુક્તિથી પેટી ઉઘાડી એટલે તો તેમાં તેણે સસલું જોયું. તે ટીખળી હતો, તેથી તેણે સસલું કાઢી લઈ બિલાડીનું બચ્ચુ મૂક્યું ને પેટી દઈ દીધી.

વડોદરા જોઈ ખીમો પેટી લઈ પાલેજ ગયો. ત્યાં જઈ તેણે તે પેટી મગનભાઈને આપી. તેણે તેને કહ્યું, તમે મંગાવેલું સસલું શેઠે મોકલ્યું છે. મગનભાઈએ પેટી ઉઘાડી, એટલે માહેથી બિલાડું નીકળ્યું. આથી તેણે પેટી દઈ દઈ જગાભાઈને પાછી મોકલી ને લખ્યું કે તમે મારી મશ્કરી કરી જણાય છે. ખીમો કહે, પેટીમાં તો સસલુંજ મૂક્યું છે એમ શેઠે મને કહ્યું છે. પણ મગનભાઈએ તે માન્યું નહિ.

વડોદરાનો થોડો ભાગ જોવાનો રહી ગએલો હોવાથી ખીમો પાછો ફરતાં પણ વડોદરે ઉતર્યો. તેણે અગાઉની વીસીમાંજ મુકામ કર્યો અને વીસીવાળાને પાલેજમાં બનેલી હકીકત કહી સંભળાવી. વીસીવાળો તે સાંભળી મનમાં ખૂબ હસ્યો. ખીમો ગામ જોવા ગયો તે વખતે તેણે પેટી ઉઘાડી તેમાંથી બિલાડું લઈ સસલું મૂક્યું.

ખીમાએ શેઠને મગનભાઈનો કાગળ આપ્યો અને પૂછ્યું, તમે પેટીમાં સસલાને ઠેકાણે બિલાડું કેમ

મૂક્યું ? શેઠ કહે, મેં સસલુંજ મૂક્યું છે. ખીમો કહે, તમે ઉઘાડીને જોશો એટલે તમારી ખાતરી થશે. શેઠે પેટી ખોલી એટલે તેમાંથી સસલું નીકળ્યું. ખીમો તો આ જોઈને ખિસિઆણોજ પડી ગયો. તે બોલ્યો, પાલેજમાં તો એ બિલાડું હતું, બારેજડીમાં સસલું થઈ ગયું ! ખીમાના ભોથડપણાનું ને વીસી-વાળાની મશ્કરીનું આ ફળ થયું.

---

## પાઠ ૧૦મો

### કાચબો ને હંસ

કાચબો મોટે ભાગે જળમાં રહેનારૂં પ્રાણી છે. એ નાનાં જીવડાં મારી નાંખી પાણી સ્વચ્છ કરે છે. હંસ એ રળિયામણું પંખી છે. આ વાચનમાળાના પૂંઠા પર સરસ્વતીનું ચિત્ર છે, તેમાં હંસ ચિત્રેલો છે.

એક મોટા તળાવમાં એક કાચબો રહેતો હતો. ત્યાં રોજ બે હંસ આવતા હતા. એકઠા થવાથી તેમની વચ્ચે દોસ્તી બંધાઈ. તેઓ વાતચીત કરતા અને એકબીજાને આનંદ પમાડતા. સાંજ પડે હંસ પોતાના માળામાં ચાલ્યા જતા. આમ કાચબા ને હંસના ઘણા દિવસ સુખમાં ગયા.

એક વરસ દુકાળ પડવાથી તળાવનું પાણી સુકાઈ જવા આવ્યું. આથી બે હંસોને પોતાના મિત્ર કાચબા



માટે ફિકર થઈ. તેમણે કહ્યું, ભાઈ, તળાવમાં હવે પાણી રહેલું જણાતું નથી. તારી શી વલે થશે, તેના વિચારથી અમને કંઈ ચહેન પડતું નથી.

કાચબો બોલ્યો, હા, ભાઈઓ, મારે દુઃખે તમે દુઃખી થાઓ છો, એ હું જાણું છું. પણ ગભરાયાથી શું વળવાનું છે? આપણે ધીરજ રાખી દુઃખમાંથી છૂટવાનો રસ્તો કાઢવો જોઈએ. તમે પાણીથી ભરેલું તળાવ શોધી કાઢો અને એક લાકડાની ચીપ લાવો. હું તેને દાંત વડે વચ્ચેથી પકડીશ અને તમે બે તેના બે છેડા પકડજો. એમ તમે તે તળાવમાં મને લઈ જાઓ, તો હું બચું.

હંસોએ કહ્યું, બહુ સારૂં; પણ તારે એક વાત મનમાં રાખવી. અમે એ ચીપ લઈ ઊડીએ ત્યારે તારે મૂંગા રહેવું. તું બોલવા જઈશ તો પડી જઈ મરણ પામીશ.

કાચબો કહે, ઠીક. હું મૂંગો રહીશ.

પછી હંસો લાકડાની ચીપ લાવ્યા. કાચબાએ જડબાં વડે તે વચ્ચેથી દબાવી અને બે હંસોએ તેના બે છેડા પકડયા. આમ કરી હંસો ઊડયા. આવી રીતે તેઓ ત્રણે એક મોટા શહેર પર થઈને જતા હતા.



એવામાં કેટલાક લોકોની નજર ઊંચે ગઈ. આ જોઈ અચંબો પામી તેઓ બોલી ઊઠયા, ભાઈઓ, જુઓ, જુઓ, આ કંઈક જોવા જેવું છે. આમ શોરબકોર થવાથી કાચબાનું ધ્યાન તે તરફ ગયું. આ અવાજ

શેનો છે એમ તે અર્ધું બોલ્યો એટલે તેનું મોં ઉઘડ્યું. ચીપ પરથી નીચે પડી તે તરત મરણ પામ્યો. મિત્રની સારી શિખામણ ન માનવાથી તેની આવી વલે થઈ.

---

## પાઠ ૧૧મો

### કૌશલ્યા ને રામ વચ્ચે વાતચીત

રાગ ગોડી

ત્યારે માતા કૌશલ્યાજી બોલિયાં, હો વાલા રે;
તુંને નહિ જાવા દેઉં વંન, કુંવરજી કાલા રે.
ઘણી કોમળ છે તારી દેહડી, હો વાલા રે;
મારા લાડકવાયા તંન, કુંવરજી કાલા રે.
તુંને છુપો રાખું મારી વાડિમાં, હો વાલા રે;
બીજું કોઈ ન જાણે તેમ, કુંવરજી કાલા રે.
તારા વિના તો રેવાય નહીં, હો વાલા રે;
મુંને મૂકીને જાશો કેમ, કુંવરજી કાલા રે.
વનમાં વનફુળ કેમ પૂહેરશો, હો વાલા રે;
તજી સારાં કપડાંનું સૂખ, કુંવરજી કાલા રે.
એવાં વચન સુણી બોલ્યા રામજી, હો માતા રે;
તમે ધીરજ રાખો મંન, સુણો સુખદાતા રે.
પાછો આવીશ થોડા દિવસમાં, હો માતા રે;
આપો આજ્ઞા હું જાઉં વંન, સુણો સુખદાતા રે.

ગિરિધર (ફેરફાર સાથે)

---

# પાઠ ૧૨મો

## સસલું



તમે સસલાં જોયાં છે ? એ કેવાં સફેદ ને સુંદર દેખાય છે ! કેટલીક વાર ખેતરમાં ને જંગલમાં સવારે ને સાંજે એનાં ટોળેટોળાં ચરતાં જણાય છે. એ એવાં બીકણુ હોય છે કે આપણે તાળી પાડીએ કે એ તરત દોડી જાય છે. બિલાડી, કુતરાં, અને બીજાં જાનવરોથી પોતાનો બચાવ કરવા એ જમીનની અંદર ખાડા ખોદીને જથાબંધ રહે છે.

પાળેલાં સસલાંને મોટાં પાંજરામાં રાખવાં પડે છે; કેમકે બિલાડાં ને કુતરાંની પેઠે તે પોતાની સંભાળ લઈ શકતાં નથી.

સસલાને શરીરે સુંદર, સુંવાળાં રૂંવાંટાં હોય છે. તેની પૂંછડી ઘણી નાની હોય છે. તેના કાન લાંબા હોય છે અને કોઈ દિશા તરફથી તેને બીક જેવું લાગે કે તે ઊભું થઈ જાય છે. તેની આંખ મોટી ને ચકચકતી હોય છે. તે ચારે તરફ ફરતી રહે છે, તેથી કોઈને પાસે આવતું જોઈ તે નાસી જાય છે.

સસલાના પાછલા પગ આગલા કરતાં ઘણા મોટા હોય છે, તેથી તે કૂદકો ભરતું ચાલે છે. તેના પંજા બિલાડીના પંજાને મળતા હોય છે. તેના નખ કુતરાના નખ જેવા જાડા ને કઠણ હોય છે, તેથી તે પોતાના રહેઠાણ માટે જમીનમાં ખાડા ખોદી શકે છે.

સસલાના દાંત ઉંદર ને કોળના દાંત જેવા જબરા હોય છે. આગલા દાંત લાંબા, તીણા, ને ચપટા હોય છે.

સસલું ઘાસ, ઝાડનાં મૂળ, પાંદડાં, ને છાલ ખાય છે.

સસલું જન્મે છે ત્યારે કુતરાંબિલાડાંની પેઠે આંધળું હોય છે. દસેક દિવસનું થાય છે ત્યારે તેની આંખ ઉઘડે છે.

જાનવરો સસલાંને મારી નાંખતાં ન હોત તો તેઓ બધી જાતની લીલોતરી ખાઈ જાત.

સસલું ગરીબ પ્રાણી છે, તેથી ઈશ્વરે તેનાં આંખ ને કાન ચપળ કર્યાં છે ને પગ કુદકો મારે એવા બનાવ્યા છે. આથી તે બીજાં પ્રાણીથી પોતાનો બચાવ કરી શકે છે.

---

## પાઠ ૨૩મો
## ભલાં મહારાણી વિકટોરિઆ



મહારાણી વિકટોરિઆનું નામ આપણામાંના કોને જાણીતું નથી ? એમણે આપણા દેશનો કારભાર પોતાના હાથમાં લીધો તે પહેલાં તે એક વેપારી મંડળના હાથમાં હતો.

હિંદુસ્તાનમાં સિપાઈઓનો બળવો થયા પછી મહારાણીએ હિંદનો અમલ પોતાના હાથમાં લીધો.

અલાહાબાદમાં દરબાર ભરાયો ત્યાં રાણીનો હુકમ જાહેર કરવામાં આવ્યો. તેમાં મહારાણીએ બધી રૈયતને સરખો ઇનસાફ આપવાનું વચન આપ્યું.

૬૪ વરસ રાજ્ય કરી મહારાણી લગભગ ૮૨ વરસની મોટી ઉમરે મરણ પામ્યાં. એ ભલાં રાણીના વખતમાં દેશમાં આબાદી થઈ અને લોક શાંતિમાં રહ્યા.

મહારાણી કેવાં ભલાં અને દયાળુ હતાં, તે નીચે આપેલી વાત પરથી તમને સમજાશે.

તેઓ ગાદીએ આવ્યા પછી થોડા દિવસ રહીને એક અમલદાર મોતની સજાના એક હુકમ પર તેમની સહી લેવા ગયો. તે વખત તેમની ઉમર ૧૯ વરસની હતી. તેમણે તે અમલદારને પૂછ્યું, આ માણસને માટે કંઈ પણ સારું કહી શકો એમ છે? તે અમલદારે કહ્યું, કંઈ નથી. દિલગીર થઈ ભલાં રાણીએ ફરી કહ્યું, તમે બરાબર યાદ કરો. તે અમલદારે જવાબ દીધો કે જોદ્ધા તરીકે તે ઘણો ખરાબ છે, પણ બીજી રીતે તેની ચાલ સારી છે. મહારાણી ખુશ થયાં. તેમણે કહ્યું, હું તમારો ઉપકાર માનું છું. એમ બોલી ધ્રૂજતે હાથે હુકમ પર 'માફી આપી' એમ તેમણે મોટે અક્ષરે લખ્યું. કેવી દયા!

મહારાણી વખતસર કામ કરવા કેવાં આતુર રહેતાં હતાં તે નીચેની વાત પરથી સમજાશે.

એક વાર મહારાણીને પોતાના દરબારમાં જવું હતું. પોતે વખતસર તૈયાર હતાં. પણ પોતાની સાથે જનાર

એક બાઈ અમલદાર આવી નહોતી. મહારાણીએ રાહ જોવાઈ ત્યાંસુધી તેની રાહ જોઈ. છેવટે, તેઓ એકલાં જવા નીકળ્યાં. તેઓ બગીમાં બેસતાં હતાં કે તરત પેલી બાઈ આવી પહોંચી. મહારાણીએ ગુસ્સો બતાવ્યા વિના તેને કહ્યું કે તમારી ઘડીઆળ મોડી હોવી જોઈએ. એમ કહી તેમણે તેને એક ઘડીઆળની ભેટ આપી. આથી તે બાઈ શરમિંદી પડી ગઈ. ત્યારપછી તે હમેશ વખતસર હાજર રહેતાં શીખી.

---

## પાઠ ૧૪મો

### અણસમજુ ને સમજુ ઘેટાં



ઉપલું ચિત્ર જુઓ. એમાં એક ટેકરી ને નદીનો દેખાવ છે. ટેકરી પર ચાલવાનો સાંકડો રસ્તો છે.

રસ્તાની નીચે ઢોળાવ છે. ટેકરીની નીચે નદીનું પાણી જોસમાં વહ્યું જાય છે.

એ સાંકડા રસ્તા પર એકી વખતે એકજ માણસ કે એકજ જાનવરથી ચલાય તેમ છે. એક વખત એ રસ્તા પર બે ઘેટાં સામસામાં મળ્યાં. એક ઘેટાને એક તરફ જવું હતું ને બીજા ઘેટાને બીજી તરફ. બંને ઘેટાં અણસમજુ હતાં. બંને હઠે ભરાયાં. બંનેને ટક્કર થઈ. છતાં, બંને મંડયાં રહ્યાં. બંનેએ પોતાનું જોર અજમાવ્યું. તેમનાં શીંગડાં સામસામાં અથડાયાં ને થોડી વાર માંહ્યોમાંહ્ય ભેરવાઈ રહ્યાં. પછી બંને ઘેટાં



જોસથી કૂદ્યાં. કૂદવાથી બંનેને એકબીજાનો ધક્કો લાગ્યો, તેથી બંને ટેકરી પરથી ગબડી પડયાં. તે

ગબડચાં તેવાંજ નદીમાં પડચાં. નદી ઊંડી હતી, તેથી બંને ઘેટાં ડૂબીને મરી ગયાં.

તેજ ટેકરી પર બીજી વખત બીજાં બે ઘેટાં સામસામાં જતાં હતાં. સાંકડા રસ્તા પર તે બે લડચાં નહિ. પેલાં બે અણુસમજુ ઘેટાંની પેઠે આ બેએ ટક્કર ન લગાવી. આ બે સમજી ગયાં કે રસ્તો સાંકડો છે ને લડવામાં જોખમ છે. બંનેને રસ્તા પરથી જવાનો ઉપાય સુઝચો. તેમણે વિચાર્યું કે સંપીને રસ્તો માપવો સહેલો છે. તેમાંનું એક બેસી ગયું ને બીજું તેના પર



પગ મૂકી ચાલ્યું ગયું. પછી તરત પેલું બેઠેલું ઘેટું ઊઠીને ચાલતું થયું. કેવાં સમજુ ને શાણાં ઘેટાં!

બાળકો! અઘરૂં કામ પણ સંપીને કરવાથી કેવું સહેલું બને છે! પેલાં અણુસમજુ ઘેટાં હઠીલાં થયાં,

લડયાં, ને છેવટે બંને મરી ગયાં. પેલાં સમજુ ઘેટાં હઠીલાં ન બનતાં એકબીજાને મદદગાર બન્યાં, તેથી બંને પોતાને જવું હતું તે રસ્તે જઈ શકયાં.

---

## પાઠ ૧૫મો

### પ્રહ્લાદ

એક રાક્ષસોનો રાજા હતો. તે ઘણો બળીઓ હતો. તે સહુને બહુ સતાવતો હતો. તે વિષ્ણુ ભગવાનનો કટ્ટો દુશ્મન હતો. તેને પ્રહ્લાદ નામનો કુંવર હતો.

બાળપણથીજ પ્રહ્લાદનું મન ભગવાનનું નામ લેવામાં અને ભજન ગાવામાં લાગેલું હતું. બીજા કશામાં તેનું મન જતુંજ નહિ. તેના પિતાને આ બિલકુલ ગમતું નહિ.

રાજાએ તેને ગુરુ પાસે ભણવા મોકલ્યો. ગુરુ બારાખડી બોલતા ને તેની પાસે બોલાવતા. પણ તે રામનું એટલે ભગવાનનુંજ નામ બોલતો. 'રામ' વગર બીજા અક્ષર તે જોતો કે બોલતો નહિ ને માથું ધુણાવતો.

"ભણે ભણાવે કિ કી કે કૈ, બારાખડી બોલાવે રે;
જેટલા અક્ષર રામ વિના તે, દેખી શીશ ડોલાવે રે."

તેના જોડીદારો પણ તેનું જોઈ તેમજ કરતા. આખરે, ગુરુ થાક્યા અને રાજા પાસે જઈ તેને આ હકીકત તેઓએ કહી.

રાજાએ તેને સમજાવ્યો, ધમકાવ્યો, અને મારી નાંખવાની પણ બીક દેખાડી. પણ તે લગારે ડગ્યો નહિ.

તેની માએ કહ્યું, ભાઈ આપણે રાક્ષસ છીએ અને રામ એ રાક્ષસોનો દુશ્મન છે. માટે તું એનું નામ છોડી ભણવામાં મન ઘાલ. તને એવી હઠ કેમ લાગી છે? એ હઠ છોડી દે.

આ રીતે તેને ગુરુએ અને માબાપે બહુ સમજાવ્યો, પણ તેણે કોઈને લેખવ્યાં નહિ. રાજા તેના પર ખૂબ ગુસ્સે થયો. તેણે લાલચોળ થઈ કહ્યું, ક્યાં છે તારો ભગવાન? બતાવ, જોઈએ.



પ્રહ્લાદ બોલ્યો, પિતાજી, ભગવાન બધે છે. કોઈ જગા એના વગરની ખાલી નથી.

તેનો પિતા ડોળા કાઢી બોલ્યો, આ થાંભલામાં તારો ભગવાન છે? હોય તો બતાવ. પ્રહ્લાદે ભગવાનને સંભાર્યા અને થાંભલા સાથે લાકડી ઠોકી. એકદમ તે થાંભલો ફાટ્યો અને તેમાંથી ભગવાન બહાર નીકળ્યા. અર્ધું માણસનું અને અર્ધું સિંહનું એવું ભગવાનનું બિહામણું રૂપ હતું. તે જોઈ પ્રહ્લાદનો પિતા ધ્રૂજવા લાગ્યો. ભગવાને તરત તેનો નાશ કર્યો અને તે પોતાના ભક્ત પ્રહ્લાદ પર રાજી થયા.

## પાઠ ૧૬મો

### પ્રહ્લાદને શિખામણ

રાગ ગોડી

તાતતણું માન રાખજે, રંગીલા કુંવર રે;
માતાને લાગજે પાય, રંગીલા કુંવર રે.
રમતાં રીસ નવ કીજીએ, રંગીલા કુંવર રે;
દિનરાત રહીએ રળીઆત, રંગીલા કુંવર રે.
બળતામાં હાથ ન ઘાલીએ, રંગીલા કુંવર રે;
નવ ચાલીએ સાંકડી વાટ, રંગીલા કુંવર રે.
મોટવડાઈ નવ લોપીએ, રંગીલા કુંવર રે;
પાળીએ ઘરમાં ધર્મ, રંગીલા કુંવર રે.
પંડને પાવન રાખીએ, રંગીલા કુંવર રે;
નાહીએ નિર્મળ નીર, રંગીલા કુંવર રે.

મેલાં વસ્ત્ર નવ પહેરીએ, રંગીલા કુંવર રે;
રાખીએ શુદ્ધ શરીર, રંગીલા કુંવર રે.
પ્રભાતે નવ પોઢીએ, રંગીલા કુંવર રે;
હસ્તે ન તોડીએ તરણ, રંગીલા કુંવર રે.
એવી વિદ્યા મેં શીખવી, રંગીલા કુંવર રે;
તે વાત હૃદેમાં રાખ, રંગીલા કુંવર રે.

કાળિદાસ

---

## પાઠ ૧૭મો

### કુતરો

ગામડાંમાં ને શહેરની પોળોમાં કુતરાંને ભસતાં તો તમે સાંભળ્યાં હશો. તે ભસે છે તે કેવું ખરાબ લાગે છે! રખડતાં કુતરાં દેખાવમાં ગંદાં હોય છે. બધાં તેને 'હડે હડે' કરે છે.

પાળેલાં કુતરાં દેખાવડાં હોય છે. તેને પંપાળવાં ગમે છે.

કેળવ્યાથી કુતરાં ઘણાં ઉપયોગી થાય છે. તે ઘણાં વફાદાર હોય છે. તે શેઠને માટે પોતાનો જીવ પણ જોખમમાં નાંખે છે.

એક કુતરાના શેઠે તેને ફાનસ લઈ જવાનું શિખવ્યું હતું. કુતરૂં રોજ સાંજે મોંમાં ફાનસ લઈ શેઠને તેડવા

જતું. ઘેર જતાં સળગાવેલું ફાનસ તે મોંમાં ઘાલી શેઠની આગળ આગળ ચાલતું. ખાડાખૈયા આવે ત્યાં તે અટકતું. શેઠ ત્યાં ચેતતો કે અહિં સાચવીને ચાલવાનું છે. કેવું વફાદાર ને ચતુર કુતરૂં !



ખેતરમાં કુતરૂં રાતે કેવી ચોકી કરે છે ! અજાણ્યો માણસ આવે કે તે કેવું ભસભસ કરી મૂકે છે !

તમે કુતરાંનાં શરીર તપાસ્યાં છે ? તે જુદા જુદા રંગનાં હોય છે. ઘણાંખરાં કુતરાંનાં શરીર લાંબાં હોય છે. તેના પગ લાંબા ને પાતળા હોય છે. તેની છાતી પહોળી હોય છે. તેનું શરીર સંકોચાઈ શકે તેવું હોય છે. તે જલદીથી દોડી શકે છે, કૂદી શકે છે, ને તરી પણ શકે છે.

કેટલાંક કુતરાંને ગોળ માથાં ને ટૂંકાં, ચીબાં નાક હોય છે; કેટલાંકને લાંબાં માથાં ને તીણાં, અણીદાર નાક હોય છે.

કેટલાંક કુતરાંના કાન અણીદાર, અક્કડ હોય છે; કેટલાંકના લબડતા હોય છે.

કુતરાં શિકાર કરવામાં હોશિયાર હોય છે. કેટલાંક કુતરાં આંખની મદદથી શિકાર કરે છે ને કેટલાંક નાકની મદદથી. કેટલાંક દૂરથી જોવામાં ચંચળ હોય છે; સાધારણ રીતે, બધાં કુતરાંનાં આંખકાન ચંચળ હોય છે.

કુતરાનાં જડબાં મજબૂત હોય છે. તેના દાંત અણીદાર ઊભા હોય છે.

બાળકો ! કુતરૂં દોડતું હોય છે ત્યારે તમે એક વસ્તુ જોઈ છે ? તેનું મોં ઉઘાડું હોય છે, જીભ લટકતી હોય છે, ને જીભ પરથી લાળ પડતી હોય છે. આ લાળ, લાળ નથી હોતી, પણ કુતરાંનો પરસેવો હોય છે. કુતરાંને મોંવાટે પરસેવો થાય છે, શરીર પર નહિ.

---

## પાઠ ૧૮મો

### ‘ ન્યાય જોવો હોય તો મલાવ જુઓ. ’

સિદ્ધરાજ જયસિંહ એ ગુજરાતનો મોટો અને ઉદાર રાજા હતો.

સિદ્ધપુર હિંદુઓની જાત્રાનું ઠેકાણું છે. એ સરસ્વતીને કિનારે આવેલું છે. એ શહેર મૂળરાજ નામના ગુજરાતના રાજાએ વસાવ્યું છે. ત્યાં આવેલી રુદ્રમાળ પણ એજ રાજાએ બંધાવવા માંડી. સિદ્ધરાજે એમાં સુધારો કર્યો; માટે એ શહેર સિદ્ધપુર કહેવાય છે.

સિદ્ધરાજના બાપનું નામ કરણ હતું. તે મરણ પામ્યો ત્યારે સિદ્ધરાજની ઉમર માત્ર ૧૦ વરસની હતી. એની માનું નામ મીનળદેવી હતું. તે ઘણી શાણી અને મોટા મનની હતી. રાજ્યનો બધો કારભાર તે ચલાવતી. કુંવરને કેળવવાનો બોજો પણ તેને માથે હતો.

મીનળદેવીએ મલાવ નામે એક મોટું તળાવ બંધાવ્યું હતું. એ બાંધવાની જગાની અંદર એક સ્ત્રીનું ઘર આવતું હતું. એ ઘર વેચાતું લેવા મીનળદેવીની મરજી થઈ. તેણે માલિક સ્ત્રીને મનમાનતી રકમ આપવા કહ્યું. પણ પેલી સ્ત્રીને પોતાનું મકાન વેચવાની મરજી નહોતી. તેને બહુ સમજાવવામાં આવી, પણ તેણે પોતાનું મકાન વેચવાનું કબૂલ કર્યું નહિ.

અમલદારોએ રાણીને એવી સલાહ આપી કે આપણે એ બાઈને પૈસા આપી એનું ઘર લઈ લેવું.

રાજમાતાને એ વાત બિલકુલ ગમી નહિ. તેણે કહ્યું, એનું મકાન એની ખાનગી મિલકત છે. એની

મરજી ઉપરાંત એ લઈ લેવાય નહિ. એ તો ખુલ્લો ગેર ઇનસાફ થાય. તળાવનો આકાર ભલે બેડોળ થાય. મારા શોખની ખાતર એવું ગેર ઇનસાફનું કામ હું કદી નહિ કરૂં.

શાબાશ છે એ રાજમાતાને ને એના ન્યાયને! 'ન્યાય જોવો હોય તો મલાવ જુઓ,' એવી કહેવત આપણામાં તે દિવસથી ચાલતી થઈ છે.

---

## પાઠ ૧૯મો

### મારી ફૂલવાડી

તુલસીદાસ શેઠ ખાધેપીધે સુખી હતા. તેઓ બચરવાળ પણ હતા. શહેર બહાર તેમની એક મોટી ફૂલવાડી હતી, ત્યાં તેઓ સાંજે ફરવા જતા. તેઓ હમેશ પોતાની જોડે બેત્રણ છોકરાંને લઈ જતા.

એક દિવસ સાંજે શેઠ વાડીમાં પાટલી પર બેઠા હતા. તેમનાં છોકરાં ઇંદુ, મણિધર, ને કુસુમ સામેની પાટલી પર બેઠાં હતાં.

શેઠ—ભાઈ ઇંદુ ! આપણી વાડીમાં મોટાં ઝાડ ક્યાં ક્યાં છે ? તું મને કહે.

ઇંદુ—બાપુજી, લીમડા, બોરસલી, ને આમલી.

શેઠ—વારૂ. એ આપણને શા કામનાં છે તે તમે જાણો છો ? મણિધર, તું કહે, જોઈએ.

મણિધર—બાપુજી, મને બપોરે લીમડાના ઝાડ નીચે બેસવું બહુ ગમે છે. એની છાયા ઠંડી છે. બોરસલીની સુગંધ મીઠી છે. તે બહુ દૂરથી આવે છે. આમલીને છૂંદી માંહેથી કચુકા કાઢી નાંખવામાં આવે છે. પછી આપણે દાળમાં ને કેટલાંક શાકમાં તે આમલી નાંખીએ છીએ.

શેઠ—હા, ખરી વાત છે. થોડુંક વધારે કહું છું તે સાંભળો. આપણી વાડીમાં લીમડાનાં બે ઝાડ છે. એક મીઠા લીમડાનું ને બીજું કડવા લીમડાનું. મીઠા લીમડાનાં પાંદડાં કઢીમાં નંખાય છે. લીમડાનું લાકડું ઘણું ઠંડું છે. માથું દૂખે ત્યારે એને ઘસીને ચોપડવું. એથી ઘણી વાર આરામ થશે. લીમડાનાં પાંદડાંનો બાફ લેવાય છે. એથી તાવે પીડાતાને ગુણ થાય છે. વળી એ પાંતરાંની ધૂણી કરવાથી મચ્છર ઓછા થાય છે. જેનાં ફળ ખાવામાં આવે છે, એવાં ઝાડ આપણી વાડીમાં છે?

છોકરાં—હા, જી. આંબાનું ઝાડ ને કેળનું.

શેઠ—ખરૂં. તમને કેરી ને કેળાં બહુ ભાવે છે. ફૂલનાં ઝાડ ક્યાં છે? બોલો, જોઈએ.

ઈંદુ—ગુલાબનું, ગલગોટાનું, જાસુસનું, કરેણાનું, ને મોગરાનું.

શેઠ—બરાબર. પણ ચંપાનું ઝાડ તું ભૂલી ગયો. ગુલાબનાં ફૂલને કાંટા હોય છે તે તોડો ત્યારે તપાસજો. કરેણાં ત્રણ જાતનાં હોય છે. લાલ, ધોળાં, ને પીળાં. પેલા મોટા ગલગોટા છે, તે હજારી ગોટા કહેવાય છે. વારૂ, વાડીના દરવાજાને મથાળે તેમજ સામા મંડપમાં વેલા છે, તેમાં કયાં ફૂલ થાય છે ?

મણિધર—બાપુજી, એમાં નાનાં સફેદ ફૂલ થાય છે.

શેઠ—ખરી વાત. એમાં જાઈ ને જૂઈ બહુ ખુશબોદાર છે. આ ફૂલ જુઓ. એ બારે માસ ઊગે છે, માટે બારમાસી કહેવાય છે. તમે જાણો છો કે મોગરા તો ઉનાળામાં ઊગે છે. ચાલો, હવે ઘેર જઈએ.

---

## પાઠ ૨૦મો

### દીવાળી

ઉપજાતિ

જુઓ બની આતસકેરિ બાજી,
જોઈ હૃદેમાં જન થાય રાજી;
જોતાં દિસે પા ઘડિ ખેલ ખાસો,
એવોજ છે આ જગનો તમાસો. ૧

કોઠીથિ દારૂ સળગી ઉઠે છે,
જાણે ઉગ્યું કાંચન ઝાડ એ છે;
શાખા દિસે પત્ર ફુલો ખરે છે,
જોવા થકી માત્ર ખુશી કરે છે. ૨

આકાશમાં ઊંચિ ચઢે હવાઈ,
તારા ખરે તે નિરખો નવાઈ;
જાણે ભલું બાણુ તહાં ચડાવ્યું,
તારા નભેથી જઈ પાડિ લાવ્યું. ૩

વહી પુજી સાકર પાન વેંચે,
નામાં નવાં ખૂબ ખુશીથી ખેંચે;
દેવાલયોમાં અનકૂટ થાય,
જનો વિષે હર્ષ ઘણો જણાય. ૪

દલપતરામ

---

## પાઠ ૨૧મો

### ધર્મસેન ને પાપસેન, ભાગ ૧લો

ધર્મસેન ને પાપસેન નામે બે મિત્રો હતા. ધર્મસેન સારી દાનતનો હતો. પાપસેન બુરી દાનતનો હતો.

પાપસેને વિચાર કર્યો. હું ઘણો ગરીબ છું. ધર્મસેનને ફોસલાવીને હું ગામ બહાર લઈ જાઉં તો હું ખૂબ પૈસા મેળવી શકું. પછી એને છેતરીને એના પૈસા હું પચાવી પાડીશ.

આમ ધારી પાપસેને ધર્મસેનને કહ્યું, ભાઈ, ગામ ગયા વગર પૈસો ભેગો કરાતો નથી. મુસાફરી કર્યા વગર ચતુરાઈ આવતી નથી. કુવામાંના દેડકાની પેઠે ગામમાં ભરાઈ રહેવાથી આપણા વિચાર સાંકડા થાય છે. માટે આપણે મુસાફરીએ નીકળવું જોઈએ. ધર્મસેન આ ચતુર વાણીથી છેતરાયો.

બંને મિત્રો પરદેશ નીકળ્યા. થોડા દિવસમાં બહુ ધન મેળવી તેઓ પોતાને ગામ પાછા ફર્યા. ગામની પાસે આવ્યા એટલે પાપસેને કહ્યું, ભાઈ આટલો બધો પૈસો જોઈ આપણાં સગાંવહાલાં આપણને ફોલી ખાશે. માટે ગામ બહાર જંગલમાં ખાડો ખોદી આપણે આમાંનો ઘણોખરો પૈસો દાટી દેવો. થોડા દહાડા રહીને આપણે તે લઈ જઈશું,

ધર્મસેનનું મન ચોખ્ખું હતું, તેથી પાપસેનની લુચ્ચાઈ તે સમજી શકયો નહિ. તેણે પાપસેનનું કહેવું માન્યું. આ રીતે જંગલમાં ખાડો ખોદી તેમાં ભેગા કરેલા ધનનો મોટો ભાગ દાટી તેઓ ઘેર ગયા.

---

## પાઠ ૨૨મો

### ધર્મસેન ને પાપસેન, ભાગ ૨જો

ઘેર પહોંચ્યા પછી તરતજ પાપસેન ખાડામાંથી બધો પૈસો લઈ આવ્યો. બીજે દિવસે તેણે ધર્મસેનને

કહ્યું, ચાલો, આપણે પેલા ખાડામાંથી આપણો પૈસો લઈ આવીએ. બંને જંગલમાં ગયા. તેમણે ખાડો ખોદ્યો તો તે ખાલી દીઠો. આ જોઈ પાપસેન માથું કૂટવા ને રોવા મંડયો. તેણે ધર્મસેનને કહ્યું, તેંજ આ ખાડામાંથી પૈસો લીધો છે. તને કચેરીમાં ઘસડી જઈ હું સરકાર પાસે સજા કરાવીશ.

પછી પાપસેને કચેરીમાં જઈ ફરિયાદ કરી કે જંગલમાં દાટેલો અમારા બંનેનો પૈસો ધર્મસેન છાનો-માનો લઈ ગયો છે. વનદેવી મારી સાહેદી છે. માટે જંગલમાં જઈ વનદેવીને સાંભળી સરકારે અમારો ઇનસાફ કરવો.

આમ ફરિયાદ કરી પાપસેન ઘેર આવ્યો. તેણે પોતાના બાપને સમજાવ્યો કે જંગલમાં એક ઝાડ છે, તેની બખોલમાં તમારે ભરાઈ બેસવું. આ ખાડો કોણે ખાલી કર્યો છે એમ ન્યાયાધીશ પૂછે ત્યારે તમારે ધર્મસેનનું નામ દેવું.

ધર્મસેનને અને પાપસેનને લઈને ન્યાયાધીશ જંગલમાં ગયો. પાપસેનના કહ્યા પ્રમાણે તેણે ઝાડ આગળ જઈને પૂછ્યું, આ ખાડો કોણે ખાલી કર્યો છે?

ઝાડમાં ભરાએલો પાપસેનનો બાપ બોલ્યો, ધર્મસેને.

ન્યાયાધીશ ધર્મસેનને સજા કરવા જતો હતો, એટલામાં ધર્મસેને વિચાર કર્યો કે આ શું? હું પાપી

નથી, છતાં મારે માથે આ પાપ કોણ ઓરાઢે છે ? ઝાડમાં કોઈ ભરાયું તો નથી ? ન્યાયાધીશની રજા માગી તેણે તે ઝાડ સળગાવ્યું. જેવું તે ઝાડ સળગ્યું કે તરત બળવાની બીકથી પાપસેનનો બાપ તેમાંથી બહાર નીકળ્યો.



આ રીતે આખરે પાપસેનનું પાપ જાહેર થયું ને તેને ઘટતી સજા થઈ. ખાડો ખોદે તે પડે.

---

# પાઠ ૨૩મો

## દશેરાની ને અનંતચૌદસની સવારીઓ

આસો સુદ દસેમના દિવસને દશેરા કહે છે. હિંદુઓનો એ મોટો તહેવાર છે. એ દહાડે હિંદુઓ શમીના ઝાડને પૂજે છે ને રાજાઓ સવારી કાઢે છે.

દશેરાને દહાડે વડોદરામાં ગાયકવાડ સરકારની મોટી સવારી નીકળે છે. એ સવારી ઘણી દબદબા-ભરેલી હોય છે, તેથી ઠામઠામથી વડોદરામાં સવારી જોવા લોકો ભેગા થાય છે.

સવારી રાજમહેલ આગળથી નીકળી શમીના ઝાડની પૂજા કરવા જાય છે. મોખરે ઘોડેસવારોનું લશ્કર



ઘોડેસવારનું ચિત્ર

ચાલે છે. તેની પાછળ સોનારૂપાની તોપો હોય છે. ઘોડેસવાર ને તોપોનાં ચિત્રો જુઓ.



તોપોનું ચિત્ર

તોપની પાછળ નગારખાનાં, શરણાઈ, વગેરે આવે છે. તેની પાછળ રાજ્યનો જરીનો વાવટો ખાસ શણગારેલા હાથી પર હોય છે. ને તેની આગળપાછળ સવાર હોય છે. ત્યારપછી રાજ્યના મોટા અમલદારો ને રાજકુટુંબનાં માણસો હાથી પર રૂપાની અંબાડીમાં બેઠેલાં હોય છે. તેની પાછળ પાયદળ લશ્કર, દિલ્હીનો વાવટો, મહારાજાના અંગરક્ષક, ને બાકીનું લશ્કર આવે છે. છેવટે, શ્રીમંત ગાયકવાડ સરકાર પોતે શણગારેલા હાથી પર

સોનાની અંબાડીમાં બિરાજે છે. એજ અંબાડીમાં એમની પાછળ દીવાન સાહેબ હોય છે. છેલ્લું રાજ્યનું નગારૂં ને તેનાં માણુસ હોય છે. મહારાજા સાથે રેસિડંટ હોય છે. અંગ્રેજ લશ્કર તરફથી મહારાજાને તોપોનું માન આપવામાં આવે છે.

સવારી જોનારને વડોદરા રાજ્યના દબદબાનો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી.

ભાદરવા મહીનામાં ગણુપતિચોથે ઇંદુમતિ મહેલમાં ગણુપતિની સ્થાપના મોટા ઠાઠથી થાય છે. અનંત-



ગણુપતિની પાલખીનું ચિત્ર

ચૌદસે મોટી સવારી નીકળે છે. ગણુપતિની મૂર્તિને વારસીઆના તળાવમાં પધરાવવામાં આવે છે.

દક્ષણી લોકો ગણુપતિનો ઉત્સવ બહુ ભભકાથી કરે છે. ઘેરઘેર ગણુપતિની મૂર્તિ બેસાડે છે ને ત્યાં મંડળીઓ ભરાય છે.

---

## પાઠ ૨૪મો

### ધણિનું ધાર્યું થાય.

દોહરા

માણુસ જાણે મેં કર્યું, મન મિથ્યા મલકાય;
નરનાથી શું નીપજે, ધણિનું ધાર્યું થાય. ૧

વહાણ ચડિને વાણિયા, ધન લેવાને ધાય;
લાવે કે આવે નહીં, ધણિનું ધાર્યું થાય. ૨

કર્તાની કરુણા વિના, કશું કરી ન શકાય;
ધરી રહે સૌ ધારણા, ધણિનું ધાર્યું થાય. ૩

ભાણે ભરિયાં ભોજનો, જમ્યા વિના રહિ જાય;
આશા અંતરમાં રહે, ધણિનું ધાર્યું થાય. ૪

અરે અલ્પબળ આદમી, ફોકટ શિદ ફૂલાય;
દુનિયામાં દલપત કહે, ધણિનું ધાર્યું થાય. ૫

દલપતરામ

---

# પાઠ ૨૫મો

## નમનતાઈ રાખો.

એલેક્ઝાન્ડર નામનો એક શહનશાહ હતો. એક વાર તે પોતાના રાજ્યમાં મુસાફરી કરતો હતો. ફરતાં ફરતાં તે એક નાના ગામ આગળ આવ્યો. ત્યાં તેને ઘોડા બદલવાના હતા ને તે ગામ તેણે જોયું નહોતું. તેથી તે ગામમાં ફરવા નીકળ્યો.

તે વખતે તેણે સાદો લશ્કરી પોશાક પહેર્યો હતો. તેથી તે શહનશાહ છે એમ કોઈ પારખે એમ નહોતું. ફરતાં ફરતાં તે રસ્તાને છેડે આવ્યો. ત્યાં રસ્તો બે બાજુએ ફંટાતો હતો; જમણી પાસ ને ડાબી પાસ. હવે આગળ જમણી તરફ વળવું કે ડાબી તરફ તેની તેને ખબર ન પડી.

ત્યાં એક ઘરને બારણે એક સિપાઈ ઊભો હતો. તેની પાસે જઈ શહનશાહે પોતાને જે ગામ જવું હતું તેનો રસ્તો પૂછ્યો. સિપાઈ મોંમાં બીડી ઘાલી સત્તાના દમામમાં અક્કડ થઈને ઊભો હતો. તેને લાગ્યું કે આવો એક સાદો સાધારણ મુસાફર મારા જેવાને પૂછવાની હિંમત ધરે એ કેવું નવાઈ જેવું! સફાઈથી મગરૂરીમાં તેણે જવાબ આપ્યો, જમણી તરફ.

શહનશાહે કહ્યું, જરા માફ કરજે, ભાઈ. એક તસ્દી આપું?

સિપાઈએ કહ્યું, શું છે? બોલ.

શહનશાહે પૂછયું, લશ્કરમાં આપ કઈ પાયરી પર છો?



સિપાઈએ કહ્યું, તું શું ધારે છે? એમ કહી બેદરકારીથી એણે બીડીનો ધુમાડો ઉડાવ્યો.

શહનશાહ આ મગરૂરીથી અચંબો પામ્યો અને એણે કહ્યું, શું નાયક છે?

નહિ તેથી ઊંચો.

હવાલદાર?

અરે, નહિ, [illegible] ઊંચો.

ત્યારે શું જમાદાર છે ?

હા, હવે ખરૂં ધાર્યું.

આમ જવાબ દઈ જમાદારે પૂછયું, મને તેં પૂછયું ત્યારે તારી પાયરી તો કહે.

શાહનશાહે કહ્યું, તું શું ધારે છે ?

નાયક ?

નહિ, ઊંચો.

હવાલદાર ?

નહિ, તેથી ઊંચો.

ત્યારે શું તું જમાદાર છે ?

ના, ભાઈ, હજી ચઢતો. હજી તો બહુજ ઊંચો છું.

મોંમાંથી બીડી કાઢી નાંખી જમાદારે પૂછયું, શું આપ સેનાપતિ છો ?

ના, હજી ચઢતો છું.

આ સાંભળી જમાદારનું મોં ફિક્કું પડયું ને ધીમે ધ્રૂજતે સાદે તેણે પૂછયું, શું આપ સાહેબ શાહનશાહ છો ?

હા, ખુદ શાહનશાહ.

આ વાક્ય સાંભળી જમાદાર ખૂબ બીધો ને હાથે ને પગે પડી બોલ્યો, મને માફ કરો, મેં ભૂલ કરી.

શાહનશાહે કહ્યું, શા માટે ? માફી માગવાનું કારણ નથી. મેં રસ્તો પૂછયો તે તેં બતાવ્યો. મારે તારો

ઉપકાર માનવો જોઈએ: એમ કહી તે ભલો શહનશાહ ચાલતો થયો.

જમાદાર તે દિવસથી નમનતાઈ શીખ્યો. આગળ કોઈ પણ વખત ઉછાંછળા થવાનું એને મન થતું તે વખતે શહનશાહની છબી એની નજર આગળ ખડી થતી ને હમેશાં એને આડે માર્ગે જતાં અટકાવતી. ફરી આખી જિંદગીમાં એ ઉછાંછળો બન્યો નહિ.

---

## પાઠ ૨૬ મો

### શ્રવણ

શ્રવણ નામે એક બ્રાહ્મણ હતો. તેનાં મા ને બાપ બંને આંધળાં હતાં.

શ્રવણ માબાપની સારી રીતે ચાકરી કરતો હતો. ઘડપણમાં માબાપને યાત્રાએ જવાનું મન થયું. શ્રવણે તેમને કાવડમાં બેસાડ્યાં ને કાવડ ખાંધ પર ચઢાવી એ તેમને યાત્રાએ લઈ ગયો. શાબાશ છે એ પુત્રને કે માબાપની એણે ઉત્તમ સેવા કરી !

રસ્તામાં શ્રવણની માને તરસ લાગી. માબાપને એક જગાએ મૂકી શ્રવણ પાણી શોધવા ગયો. એ આઘે ગયો ત્યારે એને એક તળાવ જડ્યું. એ તળાવમાં એણે ઘડાથી પાણી ભરવા માંડ્યું. પાણી ભરાતું ગયું તેમ તેમ ઘડામાંથી બહુક બહુક એમ અવાજ થતો ગયો.

આ વખતે દશરથ રાજા શિકારે નીકળ્યા હતા. દૂરથી આ ભટુક ભટુક અવાજ સાંભળ્યો ત્યારે તેમને એમ લાગ્યું કે આ કોઈ પાણી પીતા હરણનો અવાજ



હશે. સાંભળી અવાજની બાજુ તરફ તેમણે બાણ માર્યું. એ બાણ કમનસીબે શ્રવણને વાગ્યું.

રાજાએ ઝાડીને જુએ છે તો ત્યાં પડેલો શ્રવણ પડેલો છે ને એના હૃદયમાંથી લોહી વહ્યું જાય છે. રાજા ઘણા દિલગીર થયા. મરતાં મરતાં શ્રવણે કહ્યું, મારાં માબાપને પાણી પાજો.

પણે શ્રવણનાં માબાપ શ્રવણની વાટ જોયાંજ કરતાં હતાં. શ્રવણને બદલે દશરથે તેમને પાણી આપ્યું. દશરથે કહ્યું, લો માતાજી, પાણી પીઓ.

આ સાદ મારા શ્રવણનો નથી, પણ બીજા કોઈનો છે, એમ માજીએ તરત ઓળખ્યું.

તેમણે પૂછ્યું, તું કોણ છે?

રાજાએ કહ્યું, હું દશરથ છું. મેં ભૂલથી શ્રવણને બાણ માર્યું, તેથી એ મરી ગયો છે.

આ સાંભળતાંજ શ્રવણની મા બેભાન થઈ અને બાપ છાતીફાટ રડવા મંડયો. તેણે કહ્યું, અરે દશરથ! તેં શું કર્યું? અમને અમારા પુત્ર પાસે લઈ જા.

કાવડ ઉપાડી દશરથે બંનેને શ્રવણના મુડદા આગળ લઈ ગયા. મુડદાને અડકી માબાપ ઘણાંજ છાતીફાટ રડયાં. શ્રવણ! ભાઈ શ્રવણ! તને શું થયું? એમ કહી તેઓએ પોકાર કરી મૂકી. બિચારાં આંધળાંનું રત્ન હતું ન હતું થયું. [illegible]

દશરથે કહ્યું, હું તમારી ચાકરી કરીશ. જેમ શ્રવણ તમારી ચાકરી કરતો હતો તેમજ હું કરીશ. ગભરાઓ નહિ.

ઘરડાં માબાપને આથી શાંતિ વળી નહિ. દુઃખથી બંને ઘણાંજ ઉશ્કેરાયાં હતાં. તેથી તેમણે દશરથને શાપ દીધો કે હે રાજા! જેવી રીતે અમે અમારા પુત્રના વિજોગથી ઝૂરી ઝૂરીને મરીએ છીએ, તેવી રીતે તું પણ પુત્રના વિજોગથી મરજે. એમ કહી તે બિચારાં મરી ગયાં.

દશરથ રાજાને એ કકળતાં હૃદયોનો શાપ પૂગ્યો. હે રામ! હે રામ! એમ કરતા દશરથ પણ રામના વિજોગથી ઝૂરી ઝૂરીને મરણ પામ્યા.

---

## પાઠ ૨૭મો

### ગુલાબ

ગુલાબ ફુલ તું શું મલકાય?
તુજ મન હર્ષે ઘણો લ્હેરાય.
નિરખી નિરખીને આકાશ,
કાલું કંઈ તું કરતું હાસ. ગુ
પવનસંગ તું રંગે રમે,
સુગંધ મીઠો ચોગમ ભમે.

પાંખડિ તુજ કોમળ સુકુમાર,
 ધરે રંગ મૃદુ હસતાંવાર. ૨
હસતું રૂહે આ મધુર ગુલાબ !
 ભલે ખાલી રૂહે મુજ ફુલછાબ;
હું તુજને તોડી નહિ દમું,
 નિરખિ દૂરથી સુખમાં રમું. ૩

નરસિંહરાવ

---

## પાઠ ૨૮મો

### હોળી

હોળી ફાગણ સુદ પુનેમે આવે છે. હિંદુઓનો એ મોટો તહેવાર છે.

એ દિવસે બાળકો નગારાં વગાડે છે, લોકો ગાવાબજાવવામાં ને રંગગુલાલ છાંટવામાં આનંદ માને છે, ને મશ્કરી કરવાની છૂટ મૂકવામાં આવે છે.

સાંજે ચકલે ચકલે ને પોળોને નાકે કે ચોગાનમાં હોળી સળગાવવામાં આવે છે. લોકો હોળીની પૂજા કરે છે; તેમાં ધાણીચણા, આંબામોર, ને નાળીએર વધાવે છે; ને તેની પ્રદક્ષિણા ફરે છે. આખો દહાડો ભૂખ્યા રહેલા લોકો આવી રીતે હોળીની પૂજા કર્યા પછી જમે છે.

ઠેકાણે ઠેકાણે લોકો લાકડાં, છાણાં, ને બાળવાની વસ્તુઓના ઢગલા કરી તેને સળગાવી મૂકે છે, તેનું કારણ શું? એ જાણવા લાયક છે. એ સંબંધમાં નીચે મુજબ વાત જાણવા જેવી છે.



અગાઉં એક રાક્ષસી હતી. તેણે ખૂબ તપ કરી મહાદેવને રીઝવ્યા, તેથી મહાદેવ રાજી થયા. મહાદેવે તેને કહ્યું કે જે માગવું હોય તે માગ, હું તને તે આપીશ. તેણે કહ્યું કે હું કોઈને પણ હાથે મરૂં નહિ એવું મારે જોઈએ છે. મહાદેવે કહ્યું, ઠીક, તેમ થશે.

આમ બન્યા પછી આ રાક્ષસી કોઈને પત કરતી નહોતી. બધા એનાથી કંટાળ્યા, ત્યારે એને મારવા વસિષ્ઠ ઋષિએ તદબીર રચી. તેમણે કહ્યું કે લાકડાંનો ઢગલો કરો. પછી તે ઢગલામાં આ રાક્ષસીનો આકાર

બનાવી, તેને બાળી મૂકો. એ આકારને બાળતાં બાળતાં છોકરાઓએ નઠારાં શબ્દો બોલી તેને ચિડવવી. આમ થશે એટલે તે જાતેજ બળી મરશે."

પછી બધાએ તેમ કર્યું, એટલે રાક્ષસી અકળાઈ અને બળતામાં પડી મરી ગઈ.

આ રાક્ષસીનું નામ હોલિકા હતું.

---

## પાઠ ૨૯મો

### માં તરફ ફરજ

બાળક નાનું હોય છે ત્યારે તેની કોણ દરકાર લે છે? મા. તે રડે છે ને દુઃખ પામે છે ત્યારે તેના દુઃખથી કોણ દુઃખી થાય છે? મા. પોતાના સુખને તજી તેના સુખ માટે કોણ ચીવટ રાખે છે? મા.

મા જેમ બાળક માટે ફીકર રાખે છે, તેમ બાપ, મામા, માસી, મોટાં ભાઈબેન, ને બીજાં સગાં પણ ફીકર રાખે છે.

તોપણ રાતદિવસ માને બાળક માટે જેટલી મહેનત પડે છે તેટલી બીજા કોઈને પડતી નથી. મા તરફથી બાળક જેટલું શીખે છે, તેટલું બીજા કોઈ તરફથી શીખતું નથી.

માને દરેક બાળક ચહાય છેજ. માનો ઉપકાર કોઈ દિવસ ભુલાય નહિ એવો છે. બાળકો, તમે

હમેશ મા તરફ વહાલ રાખજો. તે કહે તેમ કરજો. તેને રાજી રાખજો. તેથી તમારૂં ભલું થશે.

સિકંદર નામે એક મોટો બાદશાહ હતો. તેને પોતાની મા પર બહુ હેત હતું. તે દેશો જીતવા જતો ત્યાંથી જે જે સુંદર ચીજ તેને હાથ આવતી તે પોતાની માને ભેટ મોકલતો. માને તે આવી રીતે રાજી કરતો, પણ માનો સ્વભાવ તરેહવાર હતો. દીકરાની ગેરહાજરીમાં દીકરાના રાજ્યની બાબતમાં તે ખટપટ કરતી. તે વિષે તેનો વજીર ફરી ફરી તેને ફરિયાદ કરતો.

એક વાર વજીરે સિકંદરની માની ખટપટની બાબતમાં ઉપરાઉપરિ કાગળો લખ્યા ને સિકંદરને સખ્ત શબ્દોમાં ફરિયાદ કરી. સિકંદર દુનિયાનો રાજા હતો, પણ તેની માનો તો તે પુત્રજ હતો. તેગમે તેવો મોટો હતો, છતાં મા આગળ પોતાને નાનોજ માનતો હતો; તેથી ચીડવાઈને તેણે પોતાના વજીરને જવાબ લખ્યો, તને ખબર નથી કે મારા માના આંખનું એકજ આંસુ તારા છસેં કાગળો ધોઈ નાખવાને બસ છે.

મા તરફ કેવું જબરૂં હેત!



## પાઠ ૩૦મો

### વાંદરી

(ચોપાઈ)

જો પેલી ઊભી વાંદરી,
આસેપાસે જોતી ફરી!
કેવું લાંબું એનું પૂછ,
પાછળ વાળતણો છે ગૂછ. ૧

ચણા કોઈએ નાંખ્યા ત્યાંય,
ચપચપ તે ઊપાડી ખાય;
ઝડપે બન્ને ગાલો ભરી,
પછી ખાય બેસીને ઠરી! ૨

પેટે તો વળગાડી બાળ,
ઝાડે ઝાડે મારે ફાળ;
કરે ખિજવવાની કો વાત,
કચકચ કરતી પીસે દાંત! ૩

શિખવો તેવા ચાળા કરે,
જુઓ મદારી પેટજ ભરે;
સમજ્યા વગર નકલ જે કરે,
તે તો નક્કી વાંદર ઠરે. ૪

ખબરદાર

# પાઠ ૩૧મો

## ઈદ

મુસલમાનોમાં સહુથી મોટો તહેવાર બકરી ઈદનો છે. વરસમાં એ તહેવાર બે વાર આવે છે. એ ખુશીનો દિવસ છે.

મુસલમાન લોકોમાં વરસનો છેલ્લો મહીનો મક્કાની જાત્રા કરવાનો ગણાય છે. એ મહીનાની નવમી તારીખે જાત્રાનો દિવસ છે. અને દસમી તારીખે ઈદનો તહેવાર આવે છે. જ્યાં જ્યાં મુસલમાન લોક વસે છે ત્યાં ત્યાં તેઓ આ તહેવાર બહુ ધામધૂમથી પાળે છે.

હઝરત ઈબ્રાહીમ પોતાના પુત્ર ઈસ્માઈલને ખુદાને અર્પણ કરવા તૈયાર થયા, તેની યાદગીરીમાં આ તહેવાર પળાય છે. કુરાનમાં એ વિષે નીચે મુજબ હકીકત છેઃ—

"ઈબ્રાહીમે પોતાના પુત્રને કહ્યું, હે પુત્ર, મારે તને ખુદાને અર્પણ કરવો એવું મને સમણું આવ્યું છે. મારે શું કરવું તે તું વિચાર કર. તું શું ધારે છે? પુત્રે કહ્યું, તમને ખુદા તરફથી હુકમ થયો હોય તે મુજબ કરો. ખુદાની રહેમ છે. તમે જોશો કે હું ધીરજવાન છું. જ્યારે ખુદાની મરજીને બંને તાબે થયા અને ઈબ્રાહીમે પુત્રને ઊંધો સુવાડયો ત્યારે અમે

તેને કહ્યું, હે ઇબ્રાહીમ, હવે તેં સમણાને સાચું કર્યું છે. અમે આ પ્રમાણે ધર્મનાં કામ કરનારને બદલો આપીએ છીએ. ખરેખર, આ એક ખુલ્લી કસોટી હતી. તેને બદલે એક ઉત્તમ પ્રાણી ખુદાને અર્પી અમે તેને છૂટો કર્યો. આવતા જમાનાના લોકો તેને નમશે અને કહેશે કે પ્રભુ તને શાંતિ આપો !"

આ ઉપરથી હજરત મુહંમદ પેગંબરે એવો હુકમ કર્યો છે કે મુસલમાનોએ પોતાના છેલ્લા મહીનાની દસમી તારીખે ખુદાને પોતાની ગુંજાશ મુજબ કોઈ જાનવર અર્પણ કરવું.

ઇદિને દહાડે લોકો બધો વખત આનંદમાં ગાળે છે. તેઓ સુંદર પોશાક પહેરે છે, એકબીજાને મળવા જાય છે, ગરીબને ખાવાનું કરે છે, અને એ રીતે આખો દહાડો મોજશોખમાં ગાળે છે.

મુસલમાન લોકો રમજાન મહીનો ઉપવાસમાં કાઢે છે. એની પછીના મહીનાને પહેલે દહાડે બીજી ઇદ આવે છે.

એ દિવસે બંદગી કરતા પહેલાં મુસલમાન લોકો ગરીબને દાન આપે છે. પછી તેઓ ઇદનો વરઘોડો કાઢે છે. મિત્રો એકબીજાને મળીને મુબારકબાદી આપે છે.

# પાઠ ૩૨મો

## અનાજ, ભાગ ૧લો

મહેતાજી—અનાજ તો તમે જોયાં છે. ભાઈ વનમાળી, તું અનાજનાં નામ દે.

વનમાળી—સાહેબ, ઘઉં, બાજરી, જુવાર, ચોખા, દાળ.

મહેતાજી—ચણા, વાલ, અડદ, મગ, વટાણા, ચોળા, મઠ, તુવેર, એ પણ અનાજ છે. એ કઠોળ કહેવાય છે. દાળ શેની થાય છે?

છગન—સાહેબ, તુવેરની, ચણાની, મગની, અડદની, અને વાલની.

મહેતાજી—ઠીક. બધાં કઠોળની દાળ થાય છે. બાજરી ને જુવાર એ ગરીબ લોકોનો ખોરાક છે. બાવટો, કોદરા, કાંગ, ચીણો, અને બંટી, એ હલકાં અનાજ છે. એથી ગરીબનું પોષણ થાય છે. ઘઉં ક્યારે વવાય છે તે જાણો છો?

મગન—સાહેબ, શિયાળામાં.

મહેતાજી—અનાજ વાવતા પહેલાં જમીન ખેડવી પડે છે. ખેડુત જમીન શેણે ખેડે છે?

રણછોડજી—સાહેબ, હળ વડે.

મહેતાજી—હળ વડે જમીન ખેડી તેમાં ચાસ પાડે છે. પછી તેઓ અનાજની ઓરણી કરે છે. તમે ઘઉંનો છોડ જોયો છે?

છોકરાં—હા, જી. એ છોડ પીળો હોય છે. એને કણુ-
સલાં કે ડુંડાં આવે છે, તેમાં ઘઉંના દાણા હોય છે.



મહેતાજી—બરાબર. એ છોડ એક જાતનો ઘાસનો
છોડ છે. એ પાકે છે ત્યારે પીળો થાય છે. એ
ચારેક ફૂટ ઊંચો હોય છે. દરેક થડને છેડે એકેક
કણુસલું હોય છે, તેમાં ઘઉંના દાણા હોય છે. એ
દાણાની આસપાસ છોતરાં હોય છે. એ છોડનું
થડ પોલું હોય છે.

# પાઠ ૩૩મો

## અનાજ, ભાગ ૨જો

મહેતાજી—કાલે, તમને ઘઉંના છોડ વિષે શિખવ્યું. ઘઉંના દાણા શેમાં હોય છે ? ઇબ્રાહીમ, તું બોલ.

ઇબ્રાહીમ—સાહેબ, કણસલાંમાં.

મહેતાજી—બરાબર. ચોખા શેમાંથી નીકળે છે, તે જાણો છો ?

મકનજી—હા, જી. ડાંગેરમાંથી.



મહેતાજી—ખરી વાત. ડાંગેરના છોડને ખૂબ પાણી જોઈએ છે. એ છોડ એક ફૂટ ઊંચો થાય છે ત્યારે એને મૂળથી ઉખેડી નાંખવામાં આવે છે. એને ધરુ*કહે છે. પછી એ ધરુને તૈયાર કરેલા ક્યારામાં

રોપવામાં આવે છે. થોડા દહાડા રહીને ધરૂ ક્યારડામાં મૂળ ઘાલી ઊગવા માંડે છે. એ ધરૂને ડૂબી જાય એટલું પાણી જોઈએ છે. ખેડનાર ને તેના બળદને ઘણી વાર ઘુંટણપૂર પાણી ને કાદવમાં ફરવું પડે છે. ધરૂ એટલે શું તે હવે સમજ્યા ?

છોકરાંઓ—હા, જી. ડાંગેરના નાના છોડને ઉખેડી બીજે ઠેકાણે રોપે છે, એ છોડ ધરૂ કહેવાય છે.

મહેતાજી—બરાબર. દિવસે દિવસે ધરૂ મોટા થાય છે. એ પાંચછ ફૂટ ઊંચા થાય છે. બે મહીના રહીને એ છોડ કાપણી કરવા લાયક થાય છે. એના દરેક સાંડાને પચાસસાઠ દાણા આવે છે. એની કાપણી શેણે કરે છે, તે જાણો છો ?

ભિખાજી—હા, જી. દાંતરડા વડે.

મહેતાજી—ખરી વાત. દાંતરડા વડે છોડો કાપી એક ઠેકાણે એકઠા કરે છે. એ પૂળા પર બળદ ફેરવે છે, એટલે નકામું ઘાસ છૂટું પડી જાય છે ને ડાંગેર રહે છે.

# પાઠ ૩૪મો

## પાણી પ્હેલી ચણિયે પાળ.

. ચોપાઈ

કરિયે દિવસે એવું કામ, રાતે રહિયે કરી વિરામ;
સાલે નહિ અંતરમાં સાલ, પાણી પ્હેલી ચણિયે પાળ. ૧
લાગે જ્યારે ઘરમાં લ્હાય, ખોદે કૂવો નહિ ખોદાય;
સદા પ્રથમ કરિયે સંભાળ, પાણી પ્હેલી ચણિયે પાળ. ૨
શીઆળે રજનીને અંત, ટાઢ પડે તે તો અત્યંત;
તેજ વખત ન વણાયે શાલ, પાણી પ્હેલી ચણિયે પાળ. ૩
ઊનાળે વનમાં આથડે, પછી પુરો તડકો ત્યાં પડે;
ત્યાં ન મળે છત્રીનો તાલ, પાણી પ્હેલી ચણિયે પાળ. ૪
રગ રગમાં રૂંધાણો રોગ, જાય નહીં ઓસડ સંજોગ;
કરિયે આગળથીજ નિકાલ, પાણી પ્હેલી ચણિયે પાળ. ૫

દલપતરામ

---

# પાઠ ૩૫મો

## શરીરનું સુખ

દુનિયામાં બધાં સુખોમાં શરીરનું સુખ મોટાંમાં મોટું છે. ગમે તેટલા પૈસાટકા હોય, ગમે તેટલા ચાકરનફર ખિજમત ઉઠાવવા ખડા રહેતા હોય, તોપણ એ વૈભવ શરીરના સુખ વગર સારો લાગતો નથી.

ખાવાપીવામાં, પહેરવાઓઢવામાં, હરવાફરવામાં, અને બીજા દરેક કામમાં શરીર રોગ વગરનું હોય તોજ આનંદ લાગે છે. તબીઅત ઠીક ન હોય તો કશું ગમતું નથી.

એ સુખ મેળવવું ઘણે દરજ્જે આપણા પોતાના હાથમાં છે. શરીર એક સંચા જેવું છે. સંચો જેમ સાચવીએ તેમ સારો રહે છે. આપણે એને દરરોજ વખતસર ચલાવી જેટલું કામ એ આપી શકે તેટલુંજ કામ એની પાસે લઈએ અને એમાં થતો ઘસારો પૂર્યો કરીએ, તો એ લાંબો વખત ટકે છે. એજ પ્રમાણે આપણે દરરોજ શરીરને ઘટતી કસરત અને ઘટતો આરામ આપતા જઈએ, તો આપણું શરીર સારૂં રહે છે અને એને ઘણુંખરૂં રોગ નડતો નથી.

શરીરે સુખી રહેવું હોય તો આપણે ખાવાપીવામાં નીમ રાખવો જોઈએ. ખોરાકને હજમ કરવા દરરોજ શરીરને કસરત આપવી જોઈએ. દરરોજ નાહીધોઈ શરીર ચોક્ખું રાખવું. ચોક્ખાં કપડાં પહેરવાં. ઘરમાં ને ઘરની આસપાસ ચોક્ખાઈ રાખવી. નિયમસર દરરોજ વહેલાં સૂવું ને વહેલાં ઊઠવું.

આપણે જેટલો ખોરાક પચાવી શકીએ તેટલોજ ખોરાક ખાવો. પેટ ભરાય છે તેની દરેક માણસને ખબર પડે છે. માટે ખાવામાં લહેજત પડે તો વધારે

ખાઈ તબીઅત બગાડવી નહિ. જે દરરોજ ભૂખ પ્રમાણે ખોરાક લે છે અને જેને દરરોજ પેટ સાફ આવે છે તેની તબીઅત એકંદર સારી રહે છે.

---

## પાઠ ૩૬મો

### પતેતી

પારસી લોકોનો મુખ્ય તહેવાર પતેતી છે. એ એમના વરસનો છેલ્લો દહાડો છે. પતેતીનો તહેવાર મોટો છે. પતેતી પછીના મહીનાને પહેલે દિવસે પારસીઓનું નવું વરસ છે.

પારસીઓમાં બે પંથ છે, કદમી અને શહનશાહી. કદમીઓમાં પતેતીનો દિવસ શહનશાહીઓના કરતાં એક મહીનો વહેલો આવે છે.

શહનશાહીઓ એમ માને છે કે એકસો ને વીસ વરસે કબીસો કરવાનું એટલે એક અધિક માસ પાળવાનું ઝરથુસ્ત ધર્મમાં લખ્યું છે. જ્યારે તેમને ઈરાન છોડવું પડ્યું ત્યારે હિંદુસ્તાનમાં આવતા પહેલાં તેમણે કબીસો કર્યો હતો. પણ હિંદુસ્તાનમાં આવ્યા પછી તેમણે કબીસો કરવાનો રિવાજ બંધ કર્યો હતો. આથી તેમનું નવું વરસ કદમીઓના વરસ કરતાં એક

મહીનો મોડું આવે છે. કદમીઓ કહે છે કે કબીસો કરવાનું ઝરથુસ્ત ધર્મમાં નથી.

'પતેતી' શબ્દનો અર્થ પસ્તાવામાં પડેલો એવો થાય છે. વરસમાં જે પાપ થયાં હોય તેમાંથી છૂટકારો માગવા પારસીઓ વરસને છેલ્લે દહાડે અહુરમઝદની પ્રાર્થના કરે છે.

નવા વરસને ઉજમાળે દિવસે પારસીઓ હમેશના કરતાં વહેલા ઊઠે છે ને નાહીધોઈ ચોક્ખા થાય છે. પછી તેઓ સફેદ પોશાક પહેરી અહુરમઝદની પ્રાર્થના કરે છે કે તું અમારા પર દયા કર. પ્રાર્થનાની શરૂઆતમાં તેઓ ઈશ્વરની શક્તિની બંદગી કરે છે, કીધેલાં પાપ માટે માફી માગે છે, અને આતશ-બહેરામમાં સુખડ ચઢાવે છે.

બાકીનો દિવસ પારસીઓ ખુશાલીમાં ગાળે છે. તેઓ મિત્રોને મળે છે અને નવા વરસની મુબારકબાદી આપે છે.

આ પ્રમાણે પારસીઓનો બેસતા વરસનો તહેવાર હિંદુઓના બેસતા વરસના તહેવાર જેવો છે. બંને કોમો તે સરખી રીતે ખુશાલીમાં અને પ્રાર્થનામાં ગાળે છે.

# પાઠ ૩૭મો

## દેડકો અને સાપ, ભાગ ૧લો

એક કુવામાં એક દેડકો રહેતો હતો. એને એનાં સગાંવહાલાંની સાથે વેર હતું. વેર વાળવાની એને ઘણી મરજી થઈ. વેરને લીધે બધાં અક્કલ ખોઈ બેસે છે ને ન કરવાનું કરે છે. દેડકાએ વિચાર્યું કે આપણને જે દુઃખ દે તેને દુઃખ દેવું એ બહાદુરીનું કામ છે. હું મારાં સગાંવહાલાંનું વેર વાળું ત્યારેજ ખરો.

હવે વેર કેવી રીતે વાળવું એનો વિચાર દેડકો કરતો હતો. એટલામાં એણે એક સાપ જોયો. તરત એને જુક્તિ સૂઝી કે શત્રુની મદદથી શત્રુને મારવા.

અનુષ્ટુભ

દુઃખ દેનાર કાંટાને, કાંટાથી જેમ કાઢિયે;
દુઃખ દેનાર શત્રૂને, શત્રૂથી તેમ મારિયે.

આમ વિચારી પેલા સાપને એણે બૂમ પાડી કે હે ભાઈ, આમ આવ. સાપે પૂછયું, તું કોણ છે? તું શા માટે મને બોલાવે છે? ઘાસને ને દેવતાને તે સોબત હોય?

દેડકાએ કહ્યું, કે હું તારી દોસ્તી શોધું છું. તું મારો વેરી છે ખરો, પણ જ્યારે જીવ કે પૈસો બચાવવો હોય

ત્યારે બધાં પ્રાણી દુશ્મનને પણ શરણે જાય છે. તે પ્રમાણે હું તારે શરણે આવ્યો છું. મારે મારાં સગાંવહાલાં સાથે વેર બંધાયું છે. આ કુવામાં એક દર છે. તેમાં તું રહે ને મારા વેરીઓને મારીને ખાજે.

સાપે વિચાર કર્યો કે હું ઘરડો થયો છું ને ઘણી મહેનતે એકાદ ઉંદર કોઈ કોઈ વાર મારી શકું છું. તો આ દેડકો મારી મદદ માગે છે, તેમાં મને લાભજ છે. રોજ રોજ એનાં દુશ્મન સગાં મને ખાવાને મળશે ને નિરાંતે મારૂં પેટ ભરાશે. આમ ધારી સાપ ખુશીથી તે દેડકા સાથે કુવામાં ગયો.

---

## પાઠ ૩૮મો

### દેડકો અને સાપ, ભાગ રજો

ધીમે ધીમે દેડકાના બધા દુશ્મનોનો નાશ થયો ને સાપને ખાવાનું ખૂટ્યું. દેડકાના છોકરાને ને છેવટે તેની બૈરીને પણ તે સાપ ખાઈ ગયો. હવે દેડકો એકલો રહ્યો. ત્યારે સાપે કહ્યું, ભાઈ, મને ભૂખ લાગી છે. કંઈ પણ ખાવાનું આપ.

દેડકાએ જોયું કે મારો વારો આવ્યો છે. હવે મારે જુક્તિથી નાસી જવું જોઈએ. એ બોલ્યો, ભાઈ, બીજા કુવામાં મને જઈ આવવા દે તો ત્યાંથી બીજા દેડકાઓને ફોસલાવી હું અહિં લઈ આવું.

સાપે કહ્યું, જા, ભાઈ, જા. તું મારો ભાઈ છે. તને કંઈ મારાથી ખવાય ! તું બીજા દેડકાઓને લઈ આવે તો હું તને મારા પિતા જેવો ગણું.

બીજા કુવામાંથી દેડકાઓ લાવવાને બહાને તે દેડકો બહાર નીકળ્યો ને તે ગયો તે ગયો. ઘણી વાર થઈ, છતાં તે ન આવ્યો ત્યારે સાપે એક મગરીને કહ્યું, બેન, જરા મારૂં કામ તું નહિ કરે ? દેડકાને જઈ કહે કે હે ભાઈ, બીજા દેડકા ન આવે તો ઓછા. તું એકલો પાછો આવ. મને તારા વગર ગમતું નથી.

મગરીએ દેડકાને સાપનો સંદેશો કહ્યો.

દેડકાએ જવાબ દીધો. ભૂખ્યાનો ભરોસો શો ? એણે મારાં સગાંવહાલાંને મારી નાંખ્યાં છે. એ મને છોડવાનો છે ? તું જઈને કહે કે હવે હું ફરી કુવામાં આવવાનો નથી.

---

# પાઠ ૩૯મો

## માનો પ્રેમ

### ચોપાઈનો ઢાળ

૧

માનાં બાળક કાલું બોલે,
બોલે બોલે મા તો ડોલે !

માનાં બાળક ખૂંદે ખોળે,
માનાં હૈયાં ચઢે હિંડોળે !
માનાં બાળક ફરતાં નાચે,
માને મોંએ મેળ ન લાધે !
માનાં બાળક હેરી હસાવે,
માને ઘેલાંતુર બનાવે !

૨

" મા ? મા " કહી બાળક બોલાવે
મા ચૂમી વ્હાલે નવરાવે !
માનાં બાળક સ્હોડે સુએ,
મા બાળકમાં પ્રભુને જુએ !
માનાં બાળક ઘૂમે ને મ્હાલે,
માને બાળક જેવાં બનાવે !
બાળલીલા ને માની માયા !
ધન્ય જન્મ જેણે એ તો જોયાં.

લલિત

---

# પાઠ ૪૦મો

## શ્રીકૃષ્ણનું બાળપણ, ભાગ ૧લો

શ્રાવણ વદ આઠેમે હિંદુ લોકો મોટો ઓચ્છવ કરે છે, ઘેરઘેર શ્રીકૃષ્ણનાં ભજન ગવાય છે. મંદિરોમાં

ઘણી શોભા થાય છે અને લોકોનાં ટોળેટોળાં દર્શન કરવા જાય છે.

એ આઠેમને દિવસે શ્રીકૃષ્ણ મથુરામાં જન્મ્યા હતા. ત્યાં કંસ રાજાનું રાજ્ય હતું. એ ઘણો ઘાતકી રાજા હતો. એણે પોતાના પિતાને ગાદી પરથી ઉઠાડી મૂક્યો હતો. એને દેવકી કરીને બેન હતી, તે વસુદેવને પરણી હતી. દેવકીનો આઠમો બાળક તને મારશે એવી કંસને ખબર થઈ હતી. આથી તેણે દેવકીને ને વસુદેવને કેદ કર્યાં હતાં.

શ્રાવણ વદ આઠેમે મધરાતે શ્રીકૃષ્ણ વસુદેવ ને દેવકીને ત્યાં જન્મ્યા.

એજ દિવસે ગોકુળમાં નંદ જસોદાને ઘેર પુત્રી અવતરી. કંસ કૃષ્ણને મારી નાંખશે એવી બીકથી વસુદેવ તેમને લઈ જમના નદી ઓળંગી ગોકુળ ગયા. ત્યાં તેમણે જસોદાની પાસે કૃષ્ણને મૂક્યા અને તેની પાસે સૂતેલી પુત્રીને લઈ લીધી. એમ કરી તેઓ છાનામાના મથુરામાં કેદખાનામાં પાછા ફર્યા. કન્યા રોવા માંડી એટલે ચોકીદારો જાગી ઊઠ્યા. કંસે જાણ્યું કે દેવકીને કન્યા આવી છે. ખબર થતાં વાર તે કેદખાનામાં ગયો અને દેવકીના હાથમાંથી તેણે કન્યા છીનવી લીધી. જેવો તે તેને પત્થર સાથે અફાળવા ગયો, તેવો તેણે અવાજ સાંભળ્યો કે મૂર્ખ ! એને શું કામ મારે છે ? તારો વેરી તો ગોકુળમાં જન્મ્યો છે. કંસે શરમાઈ દેવકીને ને વસુદેવને છોડી મૂક્યાં.



નંદને ઘેર શ્રીકૃષ્ણે ઘણી બાળલીલા બતાવી. એક દહાડો જસોદા મા કૃષ્ણને ખોળામાં લઈ ઉમળકાથી ધવડાવતાં હતાં, તેવામાં તેમના મોમાં તેમણે પૃથ્વી, આકાશ, ને પાતાળ દીઠાં; તેથી તેઓ અચંબો પામ્યાં.

શ્રીકૃષ્ણના પર ગોવાળોની બહુ મમતા હતી; પણ તેઓ મસ્તી કરી તેમને પજવતા. તેઓ તેમનાં દૂધ, દહિં, તથા માખણ ચોરતા. ગોવાળો જસોદાને રાવ ખાતા, પણ કૃષ્ણ માનતા નહિ.

એક દિવસ તેમણે ભારે તોફાન મચાવ્યું, તેથી જસોદાએ તેમને ઉખળે બાંધ્યા. કૃષ્ણ ખુશીથી બંધાયા અને ઉખળાને ઘસડી ઘસડી આમલીના બે ઝાડ પાસે લઈ ગયા. ત્યાં તેમણે તેને એવા જોરથી અફાળ્યું કે બંને ઝાડ પડી ગયાં.

કંસે તેમને મારવાને પૂતનાને મોકલી. ગોપીને વેશે તે જસોદા પાસે ગઈ અને કૃષ્ણને ધવડાવવા તેણે ખોળામાં લીધા. કૃષ્ણ એવા જોરથી ધાવ્યા કે તેના ડોળા ચઢી ગયા ને તરત જીવ જતો રહ્યો. આ પ્રમાણે જે જે રાક્ષસોને કંસે શ્રીકૃષ્ણને મારવા મોકલ્યા તે બધાને તેમણે મારી નાંખ્યા.

---

# પાઠ ૪૨મો

## શ્રીકૃષ્ણનું બાળપણ, ભાગ ૨જો

ગોવાળીઆઓની સાથે કૃષ્ણ ગાયો ચરાવવા જતા. ત્યાં વાંસળી વગાડતા અને રમતા. ગોવાળોને તેમના વગર ચેન પડતું નહિ. તેમની વાંસળીનો મીઠો અવાજ સાંભળી સહુ ગાંડા જેવા થઈ જતા. તેઓ માખણ

ચોરતા અને દાણ લેવાને બહાને ગોપીઓને રસ્તામાં રોકતા. ગોપીઓ નહાવા જતી ત્યારે તેઓ તેમનાં કપડાં સંતાડતા. ગોપીઓને તેમની સાથે રમ્યા વગર કળ પડતી નહિ.

એક દિવસ કંસે નંદને કહાવ્યું કે મને કદમનું ફૂલ મોકલો. એ ફૂલ જમનાના ઉંડાણમાં હતું. ત્યાં કાળીનાગ રહેતો હતો. આથી નંદ ને જસોદાને ફીકર થઈ કે હવે શું કરવું? કૃષ્ણ કહે, ગભરાશો નહિ. હું ફૂલ લાવું છું. એમ કહી તેઓ રમવા નીકળ્યા ને રમતાં રમતાં ગોવાળોની દડી તેમણે જમનામાં ફેંકી દીધી.



પછી કિનારા પરના કદમના ઝાડ પર ચઢી કૃષ્ણે નદીમાં ભુસકો માર્યો. તેઓ ઉંડાણમાં જ્યાં નાગ રહેતો હતો ત્યાં ગયા. નાગણો તેમનું રૂપ જોઈ છક થઈ. તેમણે

તેમને બહુ સમજાવ્યા કે હે બાળ ! તું જલદી ચાલ્યો જા. અમારા સ્વામી જાગશે તો તને મારી નાંખશે. કૃષ્ણે તેમને લેખવી નહિ. તેમણે નાગને જગાડયો અને તેની સાથે લડી તેને હરાવ્યો. ત્યાંથી કદમનું ફૂલ લઈ તેઓ ઘેર ગયા.



ઘણા વખતથી ગોવાળીઆ ઇંદ્રને પૂજતા હતા. કૃષ્ણે તેને બદલે તેમને ગોવર્ધન પર્વતને પૂજવા કહ્યું. ગોવાળોએ તેમ કર્યું, તેથી ઇંદ્રે ગુસ્સે થઈ મુસળધાર વરસાદ વરસાવ્યો. ગાયો પાણીમાં તણાવા લાગી અને ગોવાળો બહુ દુઃખ પામવા લાગ્યા. શ્રીકૃષ્ણે પર્વતને ટચલી આંગળી પર ઊંચો રાખી બધાનો બચાવ કર્યો.

કંસે કૃષ્ણને ને તેના ભાઈ બળરામને મથુરા તેડાવ્યા. તેઓ ત્યાં ગયા. કંસે તેમની સાથે કુસ્તી કરવા પોતાના મલ્લોને કહ્યું, કૃષ્ણે તે બધાને હરાવ્યા. કંસે તેમને મારવા બીજા મલ્લોને કહ્યું, એટલે કૃષ્ણે કંસની ચોટલી પકડી તેને જમીન સાથે અફાળ્યો ને મારી નાંખ્યો. પછી તેમણે તેના પિતાને ગાદીએ બેસાડ્યો, નંદને ગોકુળ પાછા વાળ્યા, ને પોતે પોતાના પિતા વસુદેવને ઘેર ગયા.

---

## પાઠ ૪૨મો

### ભરૂચ જિલ્લોઃ મુખ્ય સ્થળો

ભરૂચ શહેર નર્મદા નદીને કિનારે આવેલું છે. એ ઘણું જૂનું શહેર છે.

એ શહેર ઊંચી ટેકરી પર બાંધેલું છે. એ લગભગ અઢી માઇલ લાંબું ને પોણો માઇલ પહોળું છે, તેથી એ પાઘડીપના જેવું દેખાય છે.

અંકલેશ્વર મૂક્યા પછી આગગાડીમાંથી એનો દેખાવ ઘણો રમણીય લાગે છે. નદીકિનારે લગભગ એક માઇલ સુધી મજબૂત કોટ આવેલો છે. ભરૂચ આગળ નર્મદાનો પટ ઘણો મોટો છે. તે લગભગ એક માઇલ છે.

શહેરની આસપાસ મજબૂત કોટ છે, તે સિદ્ધરાજ જયસિંહે બાંધ્યો હતો, એમ કહેવાય છે.

શહેરના રસ્તા ઘણા સાંકડા છે. તેમાં લલ્લુભાઈનો ચકલો એ જાણીતું સ્થળ છે. લલ્લુભાઈના મકાનની નકશી ઉત્તમ છે.

કોટની અંદર સરકારી કચેરીઓ, દલાલ હાઇ સ્કૂલ, ઇસ્પિતાલ, સુધરાઈખાતુ, બંદીખાનું, એ બધાંનાં મકાનો અને વલંદાઓની કોઠી જોવા લાયક છે. કોટની બહાર કતપપોરની વચ્ચે બજાર ને તેની પાસે નદી-કિનારે બુરજો જોવા જેવા છે.

નવચોકીથી દશાશ્વમેધ સુધી આખે કિનારે મંદિરો આવેલાં છે. દશાશ્વમેધનો કિનારો ઘણો પવિત્ર ગણાય છે.

જુમા મસ્જિદ એક જૂનું મકાન છે. ભરૂચના નવાબોની મસ્જિદો જૂની છે.

શહેરમાં પારસીઓની મોટી વસ્તી છે. હિંદુઓમાં ભાર્ગવ બ્રાહ્મણ અને બ્રહ્મક્ષત્રીની વસ્તી ઘણી છે.

અગાઉ ભરૂચમાં હાથનું વણાટકામ ઘણું ચાલતું. પારસી અને મુસલમાન વણકરો સૂતરનાં ને રેશમનાં

કપડાં વણતા. છીંટ છાપવાનું ને ગળીથી રંગવાનું કામ પણ થતું.

ભરૂચ જિલ્લો કપાસની પેદાશ માટે જાણીતો છે. અહિંનું કપાસ હિંદુસ્તાનમાં ઉત્તમ ગણાય છે. અહિં સૂતરનાં વણાટનાં કારખાનાં છે.

અંકલેશ્વર, જંબુસર, હાંસોટ, આમોદ, અને વાગરા, એ આ જિલ્લાનાં મોટાં ગામ છે. હાંસોટના ઘઉં વખણાય છે.

શુક્લતીર્થ—નર્મદા નદી ઘણી પવિત્ર મનાય છે. એના કિનારા પર ઘણાં પવિત્ર ઠેકાણાં છે. એને ઉત્તર કિનારે ભરૂચથી દસ માઇલને છેટે શુક્લતીર્થ નામનું સ્થળ છે. અહિ દર વરસ કાર્તકી પુનેમે મોટી જાત્રા ભરાય છે. ભરૂચ ને શુક્લતીર્થની વચ્ચે તવરાનું પવિત્ર સ્થળ છે, ત્યાં વૈશાખ અધિક માસ હોય ત્યારે જાત્રા ભરાય છે.

ભાડભૂત—નર્મદાને ઉત્તર કિનારે ભરૂચથી આઠ માઇલ દૂર ભાડભૂતનું તીર્થ છે. ભાદરવો અધિક માસ હોય ત્યારે અહિ મેળો ભરાય છે. એવો પ્રસંગ ૧૯–૨૦ વરસમાં એક વાર આવે છે.

કાવી—જંબુસર તાલુકામાં કાવી નામના ગામમાં શ્રાવકોનું જાત્રાનું ઠેકાણું છે. તે મહી નદીને કિનારે છે. અહિં 'સાસુનું મંદિર' ને 'વહુનું મંદિર' એવાં બે મંદિર

છે. સાસુએ એક મોટું મંદિર બંધાવ્યું ને તે પૂરું થયે પોતાના દીકરાની વહુ સાથે તે જોવા ગઈ. મંદિરમાં પેસતાં વહુનું માથું અથડાયું, તેથી તેણે કહ્યું, સાસુજી, આવું મંદિર કેમ બંધાવ્યું ? સાસુએ કહ્યું, તું વધારે સારું મંદિર બંધાવજે. વહુએ આ વાત પોતાના પિતાને કહી. તેણે ૧૧ લાખ રૂપીઆને ખરચે એક મોટું મંદિર બંધાવ્યું, તે 'વહુનું મંદિર' કહેવાય છે.

---

## પાઠ ૪૩મો

### પંચમહાલઃ મુખ્ય સ્થળો

પંચમહાલ જિલ્લાનું નામ તેમાં પાંચ મહાલ છે તે પરથી પડયું છે. એ પાંચ મહાલ હાલોલ, કાલોલ, ગોધરા, દાહોદ, ને ઝાલોદ છે.

પંચમહાલનું મુખ્ય શહેર ગોધરા છે. એ ઘણું જૂનું શહેર છે. એમાં એક મોટું તળાવ છે, તે પરથી એનું નામ પડયું છે.

ચાંપાનેર એ જૂના વખતમાં મોટું નગર હતું. એને ચાંપા નામના વાણીઆએ વનરાજના વખતમાં વસાવ્યું હતું. હાલોલ એનું પરું હતું અને તેમાં ચાંપાનેરનો એક ઉત્તમ બાગ આવેલો હતો. ચાંપાનેરની પાસે પાવાગઢનો ડુંગર આવવાથી એનો બચાવ સારો થતો હતો.

ગુજરાતના બાદશાહોએ ઘણો વખત એમાં રાજધાની કરી હતી. પાછળથી અમદાવાદમાં રાજધાની થવાથી એની પડતી આવી. હાલ ત્યાં ખંડેર છે ને નાનું ગામ છે. એ પાવાગઢની તળેટીમાં છે.

પાવાગઢને વિષે લોકોમાં ચાલતી આવેલી વાત એવી છે કે એ ડુંગરને ઠેકાણે જૂના વખતમાં એક ખીણ હતી. તેની પાસે ટેકરા પર એક ઋષિનો આશ્રમ હતો. તે ઋષિની પાસે એક દેવતાઈ ગાય હતી. એક દિવસ ટેકરાની ધાર પર ચરતાં ગાયનો પગ લપસ્યો, તેથી તે ખીણમાં પડી ગઈ. ઊભી ટેકરી પર ચઢવું અઘરૂં પડવાથી ગાયે તે ખીણ દૂધથી ભરી દીધી ને પછી તરીને તે ઘેર ગઈ. ઋષિને આની ખબર થઈ. ફરી આવો બનાવ ન બને માટે ઋષિએ તપ કર્યું. તેથી પ્રભુએ ખીણને ઠેકાણે ડુંગર કર્યો. ડુંગરથી ખીણનો પોણો ભાગ ભરાઈ ગયો. પા ભાગ રહ્યો તે પાવાગઢ કહેવાયો.

પાવાગઢનો ડુંગર મોટો છે. તેના પર જૂના કિલ્લાનાં ખંડેર છે. પહેલાં તે પતાઈ રાવળના હાથમાં હતો. પછી મુસલમાનોએ તેને ઘેરો ઘાલ્યો. તેની સામા પતાઈ રાવળે બાર વરસ બચાવ કર્યો. આખરે, પતાઈ મરણ પામ્યો ને ગઢ મુસલમાનોના હાથમાં ગયો.

પાવાગઢ પર ઘણા દરવાજા ને મહેલનાં ખંડેર છે. ડુંગર પર ચઢતાં માચીનો મુકામ આવે છે. આગળ મકાઈ કોઠારનો દરવાજો આવે છે. ત્યાંથી પાએક માઇલ ચઢાવ ઘણો ઊભો છે. પછી પાટીઆપોળનો દરવાજો આવે છે. પછી સૂરજ દરવાજો ને નગારખાનાનો દરવાજો આવે છે. છેવટે, ટોચ પર કાલિકા માતાના મંદિરમાં જવાય છે.

માચી આગળ એક તળાવ છે, તેમજ ઉપર દૂધીઉં તળાવ છે.

દહેરામાં ત્રણ મૂર્તિ છેઃ વચલી કાલિકા માતાની ને આસપાસની બે બહુચરાજીની ને મહાકાલીની છે. ટોચ પર એક પીરનું સ્થાન છે. ચૈત્રી પુનેમે ને દશેરા પર માતાની મોટી જાત્રા ભરાય છે.

ડુંગરની પશ્ચિમ બાજુએ સાત મોટા ઘુમટો છે, તેને નવલખી કોઠાર કહે છે. ઉત્તર તરફ તળાવ ને કુંડનાં ખંડેર છે ને પૂર્વ તરફ નાનાં, પણ સારી કોતરણીવાળાં જૈન મંદિર છે.

દાહોદ ગામ ગુજરાત ને માળવા બંનેની સરહદ પર આવેલું છે. એ ઘણું જૂનું છે.

દાહોદથી પાંચેક માઇલ દૂર એક મોટો કુંડ છે, તેનું નામ ભીમકુંડ છે. તેમાં હોળી પહેલાં ઘણા ભીલો એકઠા થાય છે. એ કુંડને તેઓ પવિત્ર માને છે.

હાલોલમાં કરાડ નદીમાં ચક્રીનો આરો છે, તે જોવા લાયક જગા છે. નદીની વચ્ચે ખૂબ ઊંડા પાણીમાં એક ખડક છે, ત્યાં એક કુંડ બાંધ્યો છે, તે પવિત્ર મનાય છે. જેમ ચક્રીમાં દાણો દળાઈ લોટ થાય છે, તેમ ચક્રીને આરે નહાવાથી બધાં પાપ જતાં રહે છે, એમ મનાય છે.

---

## પાઠ ૪૪મો

### સાચના સિપાઈ

સાચના સિપાઈ,
સાચ અમારી તરવારે,
ને સાચની બાંધી સવાઈ;
અમે સાચના સિપાઈ.

સાચ અમારા લડવૈયા,
તે લડશે સાચ લડાઈ;
સુણો અમારાં બ્યૂગલ વાગે,
સાચની હાક છવાઈઃ
અમે સાચના સિપાઈ.

જુઓ, અમારી ધજા ફરફરે,
સાચની લહેરો વાઈ;

જામે સાચનું લશ્કર સઘળે,
આવો તમેએ ભાઈ !
અમે સાચના સિપાઈ.

નાનાલાલ

---

# પાઠ ૪૫મો

## સલામ

સલામ સૌને હાલ, સાહેબો, સલામ સૌને હાલ—ટેક
નિશાળની છે રીતિ સારી, ભણિયે આણી વ્હાલ—
સાહેબો૦ ૧
ગીત ગમતમાં નીતિ શીખતાં, સુધરે નરસી ચાલ—
સાહેબો૦ ૨
મેહેર ખુદાની હશે વળી તો, મળશું બીજી સાલ—
સાહેબો૦ ૩

નર્મદ

---

# પાઠ ૪૬ મો

## બેનાં ! આવો.

એક આંબો મારે મારે આંગણે રે લોલ:
ઘેરગંભીર તેની ઘટા ઢળી રે લોલ:
બેનાં ! આવો, રસાળ એની છાંયડી રે લોલ.

એક આસોપાલવ મારી વાડીમાં રે લોલ:
ઘેરગંભીર તેની છટા ઢળી રે લોલ:
બેનાં ! આવો, હેતાળ એની છાંયડી રે લોલ.

એક વડલો ઊભો વનચોકમાં રે લોલ !
ઘેરગંભીર તેની જટા ઢળી રે લોલ:
બેનાં ! આવો, વિશાળ એની છાંયડી રે લોલ.

નાનાલાલ

# સમજુતી

**પાઠ ૧લો**—કલાભવન–કલા=હુન્નર, ભવન=ઘર, હુન્નરનુ જ્યા જ્ઞાન અપાય છે એવી શાળા બાહોશી=હોશિયારી, ચાલાકી, હિંમત. વફાદાર= રાજ્ય તરફ પ્રેમ બતાવનાર

**પાઠ ૨જો**—નાઉમેદ થઈ=પોપટ ખરીદવાની હોસ ભાગી જવાથી નારાજ થઈ.

**પાઠ ૩જો**—મીઠાની ગુણુ=મીઠાથી ભરેલો કોથળો

**પાઠ ૪થો**—પલોટવુ=કેળવી ગાડીમાં જોડાય એવુ કરવુ પાણીદાર= તેજ, વેગે ચાલી શકે એવો. વફાદાર=ધણીની સેવા બજાવનાર, નિમકહલાલ

**પાઠ ૫મો**—સાગર ઘેર=દરિયારૂપી ઘરમા, દરિયામા પેર=રીત. પૂર=જોરમા.

**પાઠ ૬ઠ્ઠો**—એદી=ઘણો આળસુ, પડ્યો રહે એવો

**પાઠ ૭મો**—પુરાણુ=જૂની કથાનું પુસ્તક. વિનવ્યા=કાલાવાલા કરીને કહ્યુ. સુખાકારી=સુખ આપે એવુ વણુકર વણનાર

**પાઠ ૮મો**—ત્રાસ આપતા=દુ ખ દેતા

**પાઠ ૯મો**—ખિસિયાણો પડ્યો=શરમાઈ ગયો

**પાઠ ૧૦મો**—શોરબકોર=મોટો અવાજ

**પાઠ ૧૧મો**—કાલા=કાલું, કાલુ–મીઠુ ને બરાબર ન સમજાય એવુ– બોલનાર. દેહડી=નાજુક શરીર વનકુળ=ઝાડની છાલના બનાવેલા લુગડા તજી=છોડી દઈ. સુખદાતા=સુખની આપનારી, સુખ દેનારી.

**પાઠ ૧૨મો**—જથાબધ=ભેગા થઈ, એકઠા. લીલોતરી=કુમળા ઝાડ, પાદડા, ને ઘાસ.

**પાઠ ૧૩મો**—હિંદનો અમલ=હિંદનું રાજ્ય.

**પાઠ ૧૪મો**—રસ્તો માપવો=રસ્તો કાઢવો

**પાઠ ૧૫મો**—રામ વગર=રામ એટલે ભગવાન સમજવુ શીશ=માથુ

**પાઠ ૧૬મો**—તાતતણુ=બાપનું રંગીલા=આનદી રળીઆત=આનદી. વાટ=રસ્તો. મોટવડાઈ=મોટાનુ માન પડને=જાતને પાવન=પવિત્ર, નિર્મળ, ચોક્ખુ તરણુ=તરણુ, ઘાસ, હરતે=કેમકે સાપ વગેરે માહે ભરાઈ રહ્યુ હોય તે કરડે

**પાઠ ૧૮મો**—ન્યાય=ઇનસાફ ઉદાર=મોટા મનનો

**પાઠ ૧૯મો**—ખાધેપીધે સુખી=સાધારણ સારી હાલતમા

**પાઠ ૨૦મો**—આતસકેરિ=આતસની (દેવતાની), બાજી=ખેલ; આતમ°=આતમબાજી કાચન ઝાડ=સોનાનુ ઝાડ શાખા=ડાળી દિસે=દેખાય. નિરખો=જુઓ નભેથી=આકાશથી વડી=હિમાલયના ચોપડા દેવાલયો=દહેરા અનકૂટ=ઘણા અનાજનો ઢગલો

**પાઠ ૨૧મો**—ફોલી ખાશે=સમજાવી પટાવી પૈસા લઈ લેશે

**પાઠ ૨૨મો**—વનદેવી=વનની દેવી ન્યાયાધીશ=ઇનસાફ કરનાર અમલદાર

**પાઠ ૨૩મો**—દમદમા ભરેલી=ભપકા ભરેલી અંગરક્ષક=શરીરનો બચાવ કરનાર બિરાજે છે=શોભે છે રેસિડટ=દેશી રાજ્યમા રહેનાર અંગ્રેજ સરકારનો એલચી

**પાઠ ૨૪મો**—પ્રભુનુ=ઇશ્વરનુ મિથ્યા=ફોકટ ધાય=દોડે કર્તા= જગતને સર્જનાર, ઇશ્વર કરુણા=દયા ધરી=સહુ વિચાર કર્યા કરે, પણ ઇશ્વરનુજ ધાર્યું થાય અન્તર=મન અ'પબળ=થોડા જોરવાળુ

**પાઠ ૨૫મો**—દમામ=રોફ અક્કડ=અભિમાનનો ભરેલો સફાઈથી= ચોક્ખી રીતે, ખચાયા વગર, કોણ પૂછે છે તેનો વિચાર કર્યા વગર. ખુદ=પોતે

**પાઠ ૨૬મો**—ઝૂરી ઝૂરી=બહુ વેદના પામીને કકળતા=બહુ દુખી, દુખથી રોતા પૂછ્યો=ફૂજ્યો.

**પાઠ ૨૭મો**—મલકાય=ધીમુ ધીમુ હસે છે ફૂલ ખીલ્યુ છે, તે ખીલવાને કવિએ મલકાવુ કહ્યુ છે લ્હેરાય=હર્ષની લહેર આવે છે કાલુ=મધુર પવનસગ=પવનની સાથે સુકુમાર=ઘણી નાજુક મૃદુ=ધીમુ, થોડુ મધુર—મીઠુ.

**પાઠ ૨૮મો**—પત કરતી નહોતી=શેખવતી નહોતી

**પાઠ ૩૦મો**—ગૂછ=સમૂહ

**પાઠ ૩૧મો**—ખુદા=પોતે, પરમેશ્વર હઝરત=નામદાર ગુંજાશ=શક્તિ મુબારકબાદી આપે છે=એકબીજાનુ ભલુ ઇચ્છે છે

**પાઠ ૩૨મો**—ચાસ=હળથી પાડેલા આકા ઓરણી કરે છે=ઓરે છે, વાવે છે કણુસલા=ડુડા, જેમા અનાજના દાણા થાય એવો છોડનો ભાગ

**પાઠ ૩૪મો**—સાલે=થાય સાલ=દુ ખ રજની=રાત ઓસડ સજોગ=ઓસડ કરવાથી

**પાઠ ૩૫મો**—ખિજમતં=કહે તેવી સેવા કરવા વૈભવ=સુખ, મોજશોખ હજમ કરવા=પચાવવા લહેજત પડે=સ્વાદ લાગે

**પાઠ ૩૬મો**—પથ=ધર્મના પક્ષ અહુરમઝદ=પારસી લોકો એમને ઈશ્વર માને છે

**પાઠ ૩૭મો**—શરણે=તાબે

**પાઠ ૪૦મો**—રાવ=ફરિયાદ ઉખળુ=મુસળુ, સાંબેલુ

**પાઠ ૪૧મો**—કળ પડતી નહિ=ચહેન પડતું નહિ

**પાઠ ૪૨મો**—ફુરજો=જળમાર્ગે આવેલી ચીજો પર દાણ લેવાનુ ઠેકાણુ

**પાઠ ૪૪મો**—બ્યૂગલ=રણશીંગડુ

---